

હાલના આ કાળા મ્હેરના સમયમાં

<u>નિરાધાર થએલાં</u>



હું

અને આ મ્હારો ન્હાનકડો બાળ

પૈસેજ શ્રીમંત નહિ

પણ

દિલના એ શ્રીમંતના

ખરી

હુવાનની ગેજીના પૈસાએ

કરેલા દાનથીજ

ઉગર્યાં છીએ

કેવળ

ધનનાજ શ્રીમંત નહિ

પણ

દિલના પૂરા શ્રીમંતો

જરૂર

દિલની પ્રાચી શ્રીમંતાઈ

બતાવી

અમારા જેવાં અનેક અનાથોને

બચાવો

રોજની જંજાળમાં હુંને

ભૂલતા ના

તે માટે જરૂર લખો—

મંત્રી–હિંદુ અનાથાશ્રમ,

નડીઆદ

## — વિષયાનુક્રમ —





ગ્રાહકોને વિનતિ કે વામા આવેછે કે તેઓએ ચાલ લવાજમ તુરત મોકલી આપવા મહેરબાની કરવી કે જેથી કરી આવતો અં ક વી પી થી મોકલવો ન પડે

મેનેજર—'અ કુશ' જામનગર

ॐ

# અંકુશ.

ANKUSH

પુસ્તક પાંચમું || જ્યેષ્ઠ ૧૯૭૮ || અંક ૮ મો

## मतलबसर

દગબાજી ફેન્દરો

મતલબસર સર્વે ગાડે—મતલબસર સર્વે દોડે,
કૈક જાયછે પાળા લેમજ, કૈંક ચગ્યા છે ઘોડે—મતલબ૦

લોભલાલચે લોટે લાલા, ધૂળધડામાં કોડે,
ગળપણરમિયા ગોળગંજથી, કરડાતા મંકોડે— ,,

અવરતણા વર કૃત્યોને પણ, આત્મપણે અનઓડે
ધ્વજ મનાવવા નિજ રજને પણ, વજ્ર-નારટા ઓડે— ,,

કૈવફિકરમાં ફરે ફરંદા, કૈન રડાઢ ફોડે,
તક તાકે તાણી લેવાની, ત્યાંસૂધી તન તોડે— ,,

નેમ ગ ન કે વરે શરમ એ, સઘળું સ્વારથ મોડે,
કાવ્યા કે ફૂટ કર્જ ચુકીને, તરત તમાચો ચોડે— ,,

ગોકળદાસ રામકૃષ્ણ—જામનગર

# જલના ભયમાંથી બચવાની ચેતવણી

આયુર્વેદનો સિદ્ધાંત કે જેમાં સ્વાસ્થ્યનું સંરક્ષણ કરવું એ મુખ્ય વિષય છે એને પહેલા નંબરનો છે તથા પ્રજ્ઞાપરાધવગેરે હેતુઓથી રોગની ઉત્પત્તિ થઇ જાય તો તેની ચિકિત્સા કરવી એ બીજા નંબરનો વિષય છે એઓમાં પહેલા નંબરનો વિષય જેમ હીન મિથ્યા અને અતિયોગના સંબંધમાં શાસ્ત્રાનુસાર નિયમથી વર્તવાને લીધે શરીરતંત્રોમાં રોગોત્પત્તિના સંભવનેજ ઉભો ન થવા દેવારૂપ છે તેમ આરોગ્યવાળા શરીરને બહારના દૂષિતઆદિ પદાર્થોની સાથે અયોગ્ય સંબંધથી થતી આપત્તિઓમાંથી મુક્ત રહેવા માટે આપત્તિઓ થવા ન પામે એવા પ્રકારની ચેતવણી આપવી એ વિષય પણ સ્વાસ્થ્યસંરક્ષણના પેટામાંજ સમાઇ જાયછે ॥ તત્ત્વો પૃથ્વી જલ તેજ વાયુ અને આકાશ એમ પાંચ જાતનાં છે તેઓમાંથી જલતત્ત્વનો સંબંધ પ્રાણીમાત્રને છે તોપણ મનુષ્યોને વિશેષ છે કારણકે મનુષ્યોને જેમ શરીરસંરક્ષણની અપેક્ષા હોયછે તેમ ધર્મસંરક્ષણની પણ અપેક્ષા હોયછે શરીરસંરક્ષણમાં प्राणिनां जीवनं परम् એ વૃત્તથી જલ પ્રાણતત્ત્વનું તથા ચૈતન્યતત્ત્વનું સંરક્ષણ કરનાર છે અને સ્નાન સંધ્યા દેવપૂજન તર્પણ, સંકલ્પ આચમન વસ્ત્રશુદ્ધિ દંતશુદ્ધિ પાત્રશુદ્ધિ મુખશુદ્ધિ શરીરશુદ્ધિ અને ચાંડાલસ્પર્શાદિકમાંથી સ્નાનદ્વારાશુદ્ધિવગેરે અસંખ્ય શાસ્ત્રીયશુદ્ધિ તથા લૌકિકશુદ્ધિદ્વારા થતું પવિત્ર તથા તેને લીધે થતું ધર્મસંરક્ષણ એ પણ જલવિના થતું નથી એટલામાટે જલની ઘણી આવશ્યકતા છે જલની સાથેનો સંબંધ મનુષ્યાદિ પ્રાણીઓનો સતત છે તથા આવશ્યક છે તોપણ તેમાં જે તે સંબંધ જેટલો અને જેવી રીતનો રાખવો જોઇએ તેટલો અને તેવી રીતનો રાખવામાં ન આવતાં પ્રમાદથી કે મૂર્ખતાથી અયોગ્ય અથવા નુકશાન થાય તેવો રખાઇ જાય કે રાખવામાં આવે તો મોટી હાનિ થઇ જાય છે જલથી ભય થવાનો સંભવ મુખ્યતાથી બે પ્રકારનો કલ્પી શકાય છે એક તો વાવ કૂવાવગેરે જલાશયોની સાથે અયોગ્ય સંબંધ કરવાને લીધે કરાવવાને લીધે કે થઇ જવાને લીધે થાયછે અને બીજો અયોગ્ય જલના પીવા વગેરે ઉપયોગથી થાયછે પ્રથમનો બાહ્યકોટીમાં આવેછે અને બીજો અંતરકોટીમાં આવેછે પ્રથમ બાહ્યકોટીવાળા જલસાથેના અયોગ્ય સંબંધવિષે વિચાર કરતાં જે જે જલાશયો છે તેઓમાં કૂપ એટલે કુવાનામના જલાશયમાંથી પાણી ખેંચવાના સમયમાં ઘણી બાઇઓએ તથા પુરુષોએ બહુ ધ્યાન રાખવાનું છે કારણકે કુવાઉપર ઉભીને શરીર નમાવી ઘડાવગેરે પાત્રને દોરીવગેરે સાધનોની પ્રથમ કુવાની અંદર દાખલ કરતાં કે જલથી ભરેલાં પાત્રને બહાર કાઢતીવખતે પૂરતી

સાવચેતી રાખવામાં ન આવે તો કુવાની અંદર પડી જવાય છે કુવાઉપરનો ભાગ પગને ચુકાવીને લપટાવી દેનાર સેવાળ-કે તેના કીચડથી ઘેરાએલો હોયછે તેનો પ્રથમથી વિચાર કરી પગનું ભરવું એ વિષયનું ભાન ન રાખવામાં આવે તો અચાનક કુવાના કાંઠા ઉપર અથવા તો કુવાની અંદર ગોથું ખવાઇ જાયછે પાણી ભરવાનું પાત્ર જો માટીનું હોય અને તે નીચીને બહાર કાઢતી વખતે અથડાવાથી અકસ્માત તુટીજાય તો સીંચનાર માણસ ઓચિંતોખાઇ વખતપર કુવામાં પડી જાયછે માટે તે બાબતનું પણ ધ્યાન રાખવાનું છે કુવામાંથી જલથી ભરપૂર પાત્ર બહાર કાઢતી વખતે જો દોરડું જૂનું નબળું ટુકડે સાંધાવાળું હોય અને તેવા કારણથી જો તુટી જાય તોપણ દોરડું ખેંચનાર માણસ કુવામાં ઉંધો પડેછે તેથી તે વિષયનું પૂરતું ભાન રાખવાનું છે એટલે દોરડાની બાબતમાં જરાપણ ગોટાળો ન કરતા જેવું જોઇએ તેવું લેવું અને પ્રથમથી તેને તપાસીને તેનો ઉપયોગ કરવો પાત્રના મળામાં બાંધવામાં આવેલું દોરડું બરાબર સબંધ થયું છે કે કેમ એ વાત પણ તપાસ કરવો જોઇએ જો તે બાબતનો તપાસ કર્યાવગર પાત્રને કુવાની અંદર ઉતારેલ હોય અને જો દોરડામાંથી પાત્ર નીકળી જાય અથવા છટકી જાય તો પાત્ર કુવામાં પડી ડુબી જાયછે અને સીંચનાર માણસ તે કારણથી ગોથું ખાઇ જાયછે કુવામાંથી ભારે પાત્રને બહાર ખેંચી કાઢનાર માણસે ખેંચી કાઢવાનું પાત્ર મોટું હોવાથી ખેંચી કાઢે તેવી તાકાતવાળો ન હોય તે પાત્રના ઓચિંતાથી માણસ નુકસાનમાં ઉતરી જાયછે એ માટે તાકાતનો વિચાર કરી પાણીનું પાત્ર કુવામાંથી ખેંચવામાટે પ્રવૃત્તિ કરવી કાઠિયાવાડ દેશના કે ગુજરાતવગેરે દેશોના કુવા ઘણેભાગે બહુ ઉંડા હોતા નથી, તેથી તેમાં કોઇ જાતના પ્રમાદથી કે મૂર્ખતાથી કોઇ માણસ પડી ગયો હોય તો કોઇપણ યોગ્ય પ્રયત્નોથી તેને બહાર કહાડી શકાય છે પણ મારવાડ દેશના કુવા કે જેઓમાં પાણી એટલે બધે નીચે હોયછે કે ઉપરથી બહુ ધ્યાન દઇને જોતા અંદરના ભાગમાં આકાશના તારા જેવું દેખાય છે, તેથી જો કોઇ માણસ ભૂલને લીધે તેવા કુવામાં પડી જાય તો તેના જીવિતમાટે આશા રાખવાજેવું રહેતું નથી. એ પ્રમાણે જલાશયોમાં કુવાના સબંધમાં ઘણી સાવચેતી રાખવાની જરૂર છે

પ્રાણીઓના સંરક્ષણમાટે તે કુવાઉપર ફરતી જાળી બંધાવવી જોઇએ તથા અંદરના ભાગમાં મનુષ્ય કદાચ પડી જાય તોપણ ડુબી ન મરે, એટલામાટે પાણીમાં વચમાં લોઢાની જાળી નાખી રાખવી જોઇએ તથા એક મોટી લોઢાની સાંકળ પણ બાંધી રાખવી જોઇએ કે જેથી પ્રાણીનો બચાવ થાય જે જે કુવા તમામ ઉઘાડા તથા અંદરના ભાગમાં જાળી-સાંકળવગેરે પ્રાણીના બચાવનાં સાધન વગરના હોય તે તે કુવા ઉપર તથા અંદર ઉપરના પ્રાણીઓનું સંરક્ષણ કરનાર સાધનોથી યુક્ત કરવા જોઇએ એ પ્રમાણે કરનાર માણસ આખી દુનિયાનું સંરક્ષણ કરનારતરીકે માનનું તથા ધન્યવાદનું પાત્ર થાયછે.

એ પ્રમાણે વાપી-વાવ નામનું જલાશય કે જે મારવાડજેવા દેશમાં પાણી બહુ ઉંડું હોવાથી હોતુંજ નથી, તેના સંબંધમાં પણ તેના ભયથી પ્રાણીના બચાવમાટે પૂરતો વિચાર કરવાની જરૂર છે કેટલીક વાવ ઘણી ઉંડી હોયછે અને કેટલીક બહુ ઉંડી હોતી નથી જુનાગઢ જેવા કેટલાક પ્રદેશોમાં ઘણી ઉંડી હોયછે વાવમાં પાણી ભરવામાટે જનાર લોકોએ અંદરના પગથિયાં ઉતરતાં તથા ચઢતાં ઘણું ધ્યાન રાખવાનું છે કારણકે જે વાવમાં ઘણા લોકો પાણી ભરવામાટે આવતા જતા હોય તેનાં પગથિયાં પાણી પડવાથી અને તેમાં લોકોના પગની રજ પડવાથી પગ લપસી જાય તેવું થઇ જાયછે પાણીમાં ઉભી રહેવા પગથિયાં કે જે ઉપર ઉભીને માણસ પાણી ભરી શકેછે તે પગથિયાઉપર સેવાળ જામી ગયેલો હોય અથવા તો પગથિયાં બહુ લીસાં હોય તથી પણ લપસી માણસ અંદર પડી જાયછે માટે તે વિષયમાં સાવચેત રહેવું કેટલીક વાવમાં પગથિયાંની કોરામાં કે જલમાં જલના સર્પ પણ હોયછે તેવિષે પણ ભાન રાખવાનું છે તેમાં સ્નાનમાટે કેટલા લોકો પડેછે અંદર ડુબકી મારતાં અંદરના ભાગમાં કોઇ બખોલ હોય અને તેમાં જો ફસાઇ જાય તો મુંઝાઇને તરત મરી જાયછે એવા ઘણા દાખલા બન્યા છે માટે તેમ કરવું નહિ કોઇ જાતનું પણ જે પાણી કાઢવાની દોરી કે લોટાવગેરે સાધન ન હોય તેવો માણસ પણ અંદર ઉતરી જલપાન કરી તૃષાની શાંતિ તથા જલક્રીડા અને બીજા પણ વહારો કરી શકેછે તેથી વાવ એ કુવા કરતાં વધારે લોકોપકારક છે. કેટલાક કાચી જુવાનીવાળા છોકરાઓ દોસ્તલોકોસાથે મનમાનીરીતે વાવમાં નાવા જાયછે તેઓ ઉપરથી ઠેકડા મારી અંદર પડેછે ઘણી વખત ઉપરાઉપર પડવાથી કે અંદર બખોલવગેરેમાં ફસાવાથી કે અજાણ્યાં કોઇનો ધક્કો લાગવાથી મુંઝાઇ મરી જાયછે એવા સેકડો દાખલા બનેછે માટે તે વાતનો પૂરતો બંદોબસ્ત રાખવો જોઇએ કુવાની પેઠે વાવમાં પણ જલની અંદર જાળીવગેરે બચાવના સાધનો રાખવાં જોઇએ

એ પ્રમાણે નદીઓનાં જલથી પણ લોકોએ પોતાના બચાવનું ધ્યાન રાખવાનું છે ચોમાસાના વખતમાં કે બીજા પણ નદીપૂર આવી જાય તેવા સમયમાં નદી જલવાળી કે જલવગરની હોય તોપણ ઉપરના પ્રદેશમાં વરસાદ થયો હોય તો એકદમ પૂર આવી જાયછે તેથી ઘણા લોકો જલમાં ડુબી મરેછે તથા તણાઇ જાયછે કેટલીક સ્ત્રીઓને એવી ટેવ હોય છે કે જયારે લુગડાં ધોવા નદીકિનારે જાયછે ત્યારે ધોવાના લોભમાં કશું બીજું ભાન રાખ્યાવગર નદીમાં જામી રહેછે તેથી ઘણી વખત જલના પૂરથી તણાઇ જાયછે ધર્મશાસ્ત્રનું અને આયુર્વેદનું ઐકમત્ય સિદ્ધ અભિપ્રાય કહેલું છે એ પ્રમાણે ધર્મશાસ્ત્રે જે વર્ષાઋતુમાં અમુક વખતસુધી નદીઓને રજસ્વલા એટલે રજસ્વલા સ્ત્રીની પેઠે અસ્પૃશ્ય માની છે અને તેથી તેઓના જલને અપવિત્ર માનેલ છે, તે ઉદ્દેશથી

વર્ષાઋતુમાં નદીઓની કોઇ રીતે સેવા કરવી નહિ નદી જ્યારે ઘોડાપૂર કે સાધારણ પૂર આવેલી હોય ત્યારે કેટલાક જુવાનીઆ પોતાના બલને તથા તરવાની શક્તિને દેખાડવામાટે નદીમાં પડેછે અને તરવા લાગેછે એ પ્રસંગમાં ઘણા લોકો જીંદગી ખોઇ બેસે છે માટે તેમ કરવું યોગ્ય નથી જ્યારે ઘોડાપૂર આવેછે ત્યારે ઘણા પ્રાણીઓ તણાઇ જાયછે કેટલાક વટેમાર્ગુ લોકો નદીમા ચોમાસાવગેરે ને લીધે પાણી ઘણું તાણવાળું કે પૂરવાળું હોયછે ત્યારે મિથ્યાભિમાનથી નદીને ઉતરી જવા અંદર દાખલ થાયછે તેઓ પોતાનાજ જીવિતને મોતના મોંમા આપ્યાજેવુ કરછે તેવા પ્રસંગમાં હોડીવગેરે સાધનોથીજ અતિ આવશ્યક હોય તો પેલેપાર જવું ગંગા, યમુના, નર્મદાવગેરે અને આપણા દેશમા બાદરજેવી કેટલીક નદીઓ હમેશા પણ ઉંડા પાણીવાળી હોયછે તેઓમા ન્હાન કરવામાટે જતા અંદર તણાઇ જવાય નહિ અથવા ડુબી જવાય નહિ એ માટે પૂરતુ ધ્યાન રાખવાનુ છે નીતિશાસ્ત્ર પણ ઉપદેશ કરેછે કે—

नदीना नखिना चैव शृंगिणा शस्त्रपाणिनाम्।
विश्वासो नैव कर्तव्य स्त्रीषु राजकुलेषु च ॥

નદીઓનો નખવાળા સિંહાદિ તથા શીંગડાવાળા ગાયાદિ જાનવરોનો હથીઆર હાથમા લઇ ઉભેલા લોકોનો, અસતી સ્ત્રીઓનો અને અનીતિથી ચાલનાર હોય એવા રાજકુલનો વિશ્વાસ ન કરવો એ નીતિસૂત્રમાં અવિશ્વાસપાત્રોમાં પહેલે નંબર નદીને ગણેલી છે તે ઉપરના કારણોથી જોતાં યથાર્થ છે નર્મદાજેવી મહાનદીઓ અને શોણજેવી મહા નદીમા જ્યારે પૂર આવેછે, એટલે પોતાના પ્રચંડ વેગમા આવી જાયછે ત્યારે પ્રબળ પ્રયત્નોથી ઘણે વખતે લાખો રૂપીઆના ખરચથી બાંધેલા પોતાઉપરના મહા મજબુત પુલોને એક ક્ષણમા તોડી નાખેછે, કે જેનો પત્તો પણ મળતો નથી કારણકે જલનુ બળ અનુપમ છે ત્યારે નદીઓ બીજા પ્રાણીઓને ઘસડી જવાવગેરે જે કાર્યો કરે છે તેમા આશ્ચર્ય શું ? નદીઓની અંદર કેટલાએક જાત નદીઓ હોયછે કે જેઓમા માણસો ફસાઇ જાયછે કેટલીએક જગોએ રેતી અને કેટલીએક જગોએ ચીકણી માટી હોયછે કેટલીએક નદીઓ સમુદ્રમાં જાતે મળતી હોયછે અને કેટલીએક બીજી નદીમા મળીને સમુદ્રમા મળેછે

સરોવર કે જે તળાવ ક્હેવાયછે તેના સબંધમાં પણ મનુષ્યોએ પોતાના બચાવમાટે પૂરતું ધ્યાન રાખવાનું છે તળાવમા જ્યારે પાણી ભરપૂર હોય, ત્યારે અંદરના ભાગમાં પાણી ભરનાર માણસ જામેલા સેવાળવાળી પગથિયાઉપર ઉભવા જાયછે તો લપસી અંદર પડી જાયછે અને જો કાંઠે ઉપરના જલમાં મોજાઓના ઉછળવાથી કેટલોક કચરો ભરાઇ જાયછે તેને દૂર ઘસેડી સ્વચ્છ જલની લાલચથી અંદરના ભાગમાં જાય જો પાણી જો કોઇ ખાડાવગેરે કે ક્રિયાવગેરે ખરાબી હોય તો માણસ તુરત ડૂબી જાયછે બાંધેલા ?

ઉપરથી અંદર નમીને જોતાં માથડો પણી વાર ડૂબી મરેછે કેટલાએક જળને તરવાના કામમાં મિથ્યાભિમાની લોકો સાગેકડિ જ વામાટે અંદર પડેછે તેઓ વખતપર બધ વય જતાં થાકીજાઇ મુંઝાઇ જાયછે અને જો બચવાનું કશું સાધન ન મળે તો ડૂબી મરેછે કેટલાએક તળાવમાં અંદર સાપ વગેરે ઝેરી જાનવરો હોયછે તેઓની પણ ખબર રાખી જળમાં પુરાવગેર સુક્ષ્મ સ્થાન કરીઓ હોય કે કોઇ જનને બાર વગેરે ઉપયોગ ન કરના હોય તેવા તળાવના પણ પાણી ઉપયોગમાં લેવું નહિ ભગ્વાડ જેવા કે નાએક દેશમતુક વરસો ઉપરજ બનારા દેશોમાં પૃથ્વીમાં પાણી ઘણું ઉંડું હોવાથી તળાવો ઘણાં હોયછે તેઓ ચોમાસામાં પર્વતઉપરથી આવતા વર્ષાદના પાણીથી ભરાયછે તેઓ ઘણાં ઉંડા હોયછે તથા તેનીજ પણ વધારે હોયછે તેથી તેઓના સંગમ ભય ન થવામાટે ધ્યાન રાખવું

એ પ્રમાણે ઝરમ નામનું જળાશય કે જે ઘણે ભાગે નદીના મોઢાની ઉતરતી કે લગતી ભૂમિમાં એક ઘણો ઉંડો તથા વિસ્તીર્ણ ખાડો કરવામાં આવેછે નદીના આશ્રયથી તેમાં પૃથ્વીનું પાણી હોયછે અને વરસાદથી પણ ભરાયછે ચોમાસામાં નદીમાં તણાઇ જવાના ભયથી અને ઉનાળામાં જો નદીમાં ચાલતો પ્રવાહ ન હોય તો આ જળાશય જરૂરનો છે અંદર પગથિયાં અથવા તેના જેવો ઉતરવા ચડવાનો ઓવાર હોયછે તેમાં નાવા ધોવા ઘણા લોકો જાયછે ઉપરથી આચ્છાદન ન હોવાથી કોઇ મનુષ્ય તથા પશુવગેરે પ્રાણીઓ વખતપર અંદર પડી જાયછે અંદર ઉંડું પાણી હોવાથી કોઇ બાળકવગેરે પડી જાયછે તેથી તે સંબંધમાં પ્રાણીના બચાવ માટે ઘણું ધ્યાન રાખવાનું છે

એ પ્રમાણે કેટલાએક પાણીના ધુના હોયછે કે જેઓ ઘણે ભાગે નદીના પેટમાં મહોટા ગર્ત હોયછે અને તેમાં હમેશાં પાણી ઘણું ઉંડું તથા ભરપૂર રહેછે તેની અંદર ઘણે ભાગે મગરમચ્છ વગેરે મહાહિંસક પ્રાણીઓ પણ રહેતાં હોયછે જેઓ આ જળાશય સાથે નાવાધોવાવગેરે સંબંધ કરનારા લોકોને પગમાં પકડી પાણીમાં ઘસડી જાયછે અને મારી ભક્ષ કરી જાયછે ધુનાની બાબતમાં બીજા સર્વ જળાશયોકરતાં વધારે સંભાળ રાખવાની છે ધુનામાં પાણી અગાધ હોવાથી જોખમી હોયછે તેથી તેમાં નાવાધોવા જતાં સાવચેતી રાખવાની છે કે કોઇએક નદીઓ વગેરેમાં વીજળી પડવાથી પાતાળી ધુના પડી જાયછે તેથી તેવા ધુના વીજળીઆ ધુના તરીકે ઓળખાય છે આવાં જળાશયોની બાબતમાં કાળજી થવું નહિ

એ પ્રમાણે કુંડ નામનું જળાશય કે જે કોઇએક જગોએ અમુક વખતે નિર્જલ થઇ જતાં તળાવમાં હોયછે અને કેટલીએક જગોએ સ્વતંત્ર પૃથ્વીમાં પણ હોયછે ચારે દિશાઓમાં પગથીઆં બાંધેલ હોયછે જળથી મધ્યભાગમાં ભરપૂર હોયછે કેટલાએક તીર્થરૂપે પણ ગણાયછે દ્વારકાંપાસે પિંડ

તારક નામનુ એક તીર્થ છે ત્યાના કુડમા શ્રાદ્ધના પિડો તરેછે એ પ્રત્યક્ષ છે તુલસી શ્યામ નામના ગિરના પ્રદેશમાં આવેલ કુડમાં હમેશાં સ્પર્શ કરતાં ત્રાસ થાય એવુ ઉનુ પાણી રહેછે ગિરનાર પર્વતપાસે દામોદર કુડનીપાસે રેવતી કુડછે તેમાં અગાધ પાણી કહેવાયછે આજ દિવસ સુધી તેનો અત કોઇપણ લઇ શક્યુ નથી એમ મનાય છે એ કુડોમાં નાનાનોવા વગેરે પ્રસગોમાં પગથીઆં ઉપરથી અદર પડી ન જવાય તે સબધી સાવચેતી રાખવાની છે કેમના એક મિથ્યાભિમાની લાયક ઉમ્મરના તથા છોકરાઓ અટકચાળાં કરવાથી કે તરવા વગેરે કારણેથી અદર પડી મરેછે જો કોઇ બીજા મનુષ્યોની હાજરી હોય તો વખતસર બચી જાયછે

એ પ્રમાણે કુંડ નામનુ જળાશય કે જે નદીઓમાં ઉનાળાના સમયમાં પાણીમાટે ખોદેલ હોયછે અને બાંધેલ હોયછે, તેઓમા પાણી વખતે ઉપરથી સ્નાન માટે ધુબકા મારતા છોકરાઓ ડુબી મરેછે

કેટલીએક ખાઇ કે જેઓ ગામના સરક્ષણમાટે પૂર્વે કાલમા કિનાને ફરતી કરવામા આવતી જે હાલ પણ કેટલાએક પ્રદેશમાં દેખાયછે અને તેમા પાણી ભરેલુ હોયછે તેનું જલ સ્વાભાવિક રીતે ઘણે ભાગે સારૂ હોતુ નથી તે અમુક પ્રમાણમાં ઉડુ પણ હોયછે ચોમાસામાં વરસાદનુ જલ તેમાં ભરાય છે હાલમાં તેવી ખાઇનું સ્વરૂપ જોવુ હોય તો પ્રભાસ પાટણના કિનાને ફરતા કેટલાએક પ્રદેશમાં છે તે દશ બાર હાથ જેટલી ઉંડી છે વખતે પાણી વગરની પણ રહેછે અંદર હજારો માણસ સમાઇ જાય તેવી છે અને વિષમ પ્રદેશોથી મહાભય કર દેખાવવાળી છે પાણીથી ભરપૂર એ ખાઇમાં જો કોઇ માણસ પ્રમાદથી પડેછે તો બચવા પામતો નથી તેથી તે બાબતમાં પણ સાવચેતી રાખવાની જરૂર છે

પાજ કે જે નદીમાં અમુક પ્રદેશમા હમેશાં પાણી ભરેલુ રહેવામાટે બાંધવામા આવેછે જો ચોમાસામા પાણી વધી પડે,તો તે પાજ ઉપરથી થઇ નીચેના ભાગમાં પડેછે પાજમા પાણી ઉંડુ હોયછે તેમાં નાવાપીવા વગેરે પ્રસગોમાં જલભય ન થવામાટે પુરતુ ધ્યાન રાખવાનું છે

એ પ્રમાણે "ધ્રહ" એ નામથી કહેવાતા જળાશય કે જે ચોમાસામા થયેલા પુષ્કળ વરસાદને લીધે જે કોઇનીચા પ્રદેશવાળી ભૂમી તથા નિમ્નીભૂત પૃથ્વીમા પાણી ભરાઇ રહેલ હોયછે તે એક જાતના ખાઇ જેવા પ્રદેશરૂપ હોયછે અથવાતો કોઇ જલથી પરિપૂર્ણ તળાવમાંથી નીકળતી જલની સરવાણીથી કે નીચેની પૃથ્વીમાંથીજ નીકળતા જલથી ભરાઇ રહેનાર નાળી તથા મોટી ખાડ જેવો જે જલાશય હોયછે તે ધ્રહ કહેવાય છે તેનો ઉપયોગ ઘણેભાગે કેટલાએક ગામમાં બીજા નદીવગેરે જલ સ્થળો ન હોય ત્યા રજસ્વલા સ્ત્રીવગેરે અપવિત્ર માણસોને સ્નાન માટે તેમજ અશુચ કપડાં વગેરેને ધોવામાટે કરવામા આવેછે તેવે પ્રસગે સ્ત્રી તથા બાલક

વગેરે તેના પાણીમાં પ્રમાદથી ડુબી મરેછે માટે તે વિષે પુરતુ ધ્યાન રાખવુ જોઇએ

એ પ્રમાણે વોકળા તથા ખાતરાંવગેરે અકુત્રિમ જળાશયો કે જેઓમા કેટલાએક ચોમાસામા ક્ષુદ્ર નદીજેવુ કામ કરેછે અને કેટલાએક ઉંડી જમીનવાળા હોવાથી બીજા સમયમાં પણ પાણીથી ભરપૂર હોયછે તેઓમાં કાંઠાની તથા નીચેની પૃથ્વી બહુવિષમ હોયછે એક ઠેકાણે થોડુ પાણી હોય અને તેની પાસેજ બીજા પ્રદેશમાં ઘણુ ઉંડુ પાણી હોયછે ચોમાસામા જ્યારે વોકળો પૂર આવેલો હોય ત્યારે નદીની પેઠે ઉતરવો મુશ્કેલ પડેછે ઉંડાણવાળો હોવાથી તેમાં પાણી ઉંડુ પણ હોયછે તેને ક્ષુદ્ર જળાશય જાણી તેના સબંધમાં અનાદર કરવા જેવુ નથી

એવીજ રીતે કુત્રિમ જળાશયરૂપ હોજ પશુઓને પાણી પીવામાટે કરવામા આવતા અવાડા ઘરની બહાર અથવા અંદર પાણીથી ભરાઇ રહેતી મહોટી કુંડીઓ નળનાં ટાકીઓ ઘરના નીચા ભાગમાં બાંધીને તયાર કરેલા ટાંકાં કે જેમાં એક વર્ષ સુધીનુ પાણી ભરેલુ રહેછે અને મહોટાં જળના પાત્રો જેવા કે પાણીથી ભરેલા હાંડા દેગ પવાલાં કથરા તથા પંચપાત્ર વગેરે એઓમા ઘણીવાર ભટકયાળાં બાળકો માતાપિતા વગેરે સબંધીઓના પ્રમાદથી વખતપર પડી જાયછે તેમાંથી મહોટો અનર્થ થાયછે એટલામાટે તે સંબંધમા બાળકોને જળભયમાંથી મુક્ત રાખવાને તેવાં સાધનોની ચોકસી રાખવી જોઇએ

સર્વ જળાશયોના ચક્રવર્તી શામળિરાજ સમુદ્ર કે જેમા હમેશાં તે પૃથ્વીના સાંસર્ગિક દોષથી ખારૂપાણી રહેછે, તેના સબંધમાં સર્વ પ્રાણીઓએ બનતા પ્રયાસથી પ્રમાદનો ત્યાગ કરી પોતાના બચાવ-માટે સાવચેતી રાખવી શાસ્ત્રમાં પણ જળયાન ઘણું નિષિદ્ધ છે જાહેરરીતે નાકા-વગેરેથી કરવામાં આવતુ પ્રયાણ મનુષ્યોને માટે મહોટા મરણાંત ભયનું કારણ બનેછે માટે બને ત્યાંસુધી સમુદ્રમાર્ગે દેશ-દેશાંતરોમાં જવાનુ કરવુ નહિ જો કે હાલમાં અગ્નિનૌકા (આગબોટ) વગેરે સાધનોદ્વારા સમુદ્ર માર્ગે પ્રયાણ એક સાધારણ પ્રયાણ જેવુ થઇ પડેલુ છે તથા પૃથ્વી ઉપરના પ્રયાણ કરતાં અધિક પ્રમાણમાં ચાલુ થએલુ છે તેમ પ્રાચીન કાળમા પણ નૌકાદ્વારા સમુદ્ર યાત્રા ચાલુ હતી અને હાલમાં પણ ચાલુ છે તેમ પૃથ્વીયાત્રાકરતા જળયાત્રામાં ધનનું ખરચ પણ ઘણુ ઓછુ થાયછે તોપણ જળમાર્ગે જવુ તથા આવવુ એમાં કોઇવખતે જીવનો જોખમ થાયછે તેનો વિચાર કરતાં બીજો કોઇ વિચાર લાગુ પડતો નથી જે કોઇ વખતે સમુદ્ર માર્ગે જતાં આવતા મનુષ્યોને પ્રાણભય હાજર થાયછે તે વખતે તેઓની દુઃસ્થિતિનો અનુમાનદ્વારા વિચાર કરતા આપણાં રૂંવાડાં ઉભા થઇ જાયછે ત્યારે તેઓ પોતે કેવી દુઃસ્થિતિનો અનુભવ કરતા હશે એ વિષયનો ખ્યાલ કરવા જેવુ છે કદાચ સાહસિક વૃત્તિનો આશ્રય કરી નૌકાવગેરે સાધનોદ્વારા સમુદ્ર માર્ગે જવુ આવવુ પડે તે નૌકામાં ચડવાના સમયમાં તેમાંથી ઉતરવાના

સમયમા તેમાથી બહારના પ્રદેશમા, પેશાબ વગેરે કરવાના સમયમા, રાત્રિ સમયમા અને બીજા પણ તે તે પ્રસગોમા શરીરના સરક્ષણ માટે પ્રમાદ નહિ કરતા પૂરતી સાવચેતી રાખવાની છે જે કોઇ મનુષ્ય નાકાવગેરે સમુદ્રને તરવાના સાધનોના સબધમા કે કોઇ બીજા પ્રકારથી જરાપણ પ્રમાદ મૂર્ખતા ભૂલ કે સાહસિકવૃત્તિનો આશ્રય કરેછે તે મનુષ્યને સમુદ્ર અપરાધના પ્રમાણમાં દડ દેવામાટે પોતાના કલ્લોલ મોજારૂપ હાથોને વારવાર ઉછાળ્યા કરતો હોય અને પોતાના ક્રમ તથા વૃદ્ધિના દાખલાથી (ભરતી તથા ઓટથી) સર્વને સપત્તિ તથા વિપત્તિ અનુક્રમથી આપ્યા કરેછે એમ દેખાડતો હોય એવુ જણાય છે

ઉપર નિદર્શિત કરેલા ગુણદોષ કૃત્રિમ તથા અકૃત્રિમ જલાશયોસબધી જલના ભયમાથી પોતાના સરક્ષણમાટે અનેક પ્રકારનાં સાધનો મનુષ્યોએ કર્યા છે તેઓમા બીજા સર્વ સાધનો પરતત્ર છે કેવલ એક જલને તરવાની કલા સ્વતત્ર સાધન છે એટલામાટે જેમાં શરીરની તથા શરીરશક્તિ બીજી જરૂર પડેછે એવી જલતરણ કલા એ જલભયમાંથી બચવાનું મુખ્ય અથવા સ્વતત્ર સાધન છે કોઇ પ્રૌઢગુરૂ કે જે જલને તરવાની કલામાં સપૂર્ણ જ્ઞાનવાળો હોય તે દ્વારા પ્રથમ થોડા પાણીમાં પછીથી તે કરતા કઇક વધારે પાણીમા એ પ્રમાણે જલ તરવાની ક્રિયા શીખવી એટલે અથવા જલ તરવાની ક્રિયા આવડતી હોય તેઓ અશે તેવા જલભયને પ્રસગે પોતાનો બચાવ કરી શકેછે

જે મનુષ્યને બિલકુલ તરવાનુ કામ ન આવડતુ હોય તે મનુષ્ય જ્યારે અકસ્માત્ જલમા પડેછે ત્યારે તુરત બહુજ મુઝાઇ જાયછે. પાણી આખ નાક કાન અને મુખમા એકદમ પેસી જાયછે અને જો બીજો તરવાના કામને જાણનાર માણસ હાજર ન હોય અથવા તો હાજર છતાં તેને બચાવે નહિ તો તે તુરત મરણને શરણ થાયછે માટે જલને તરવાનુ કામ અવશ્ય શીખવુ જોઇએ. મનુષ્યે દેશકાલ કાર્ય અને પોતાની શક્તિ વગેરેનો વિચાર કરી અતિ સાહસિક વૃત્તિનો આશ્રય ન કરતા જલાશયોના જલથી પોતાના તથા પોતાના શરણાગતનો બચાવ કરવો જે મનુષ્યમા જલ તરવાની અસાધારણ ક્રિયા હોય તથા શરીરનું સામર્થ્ય પણ અસાધારણ હોય અને જલાશય કોઇ પ્રકારની પણ યોગ્યતાવાળો હોય તેણે તેવા સમયમા એટલે જ્યારે જલમાં કોઇ ડુબી જતો હોય તે સમયમા એક ક્ષણ પણ ગાફેલ રહ્યો જાય તો મોહોટો પ્રાણાત ભય થઇ જાય એમ હોય તેવે વખતે જલમા પડી બીજા પ્રાણીને બચવવો જોઇએ મરણમાંથી બચવવાસમાન બીજો કોઇ પરોપકાર નથી.

એ પ્રમાણે દિગ્દર્શનમાત્રથી જલભયમાથી મુક્ત રહેવામાટે આ સૂચના કરવામા આવી છે જલમાથી ડુબતાડુબતાં જે બચે માણસને આરે યમાટે અગ્નિનો શેક ધીમે ધીમે વસ્ત્રાદિદ્વારા કરાવવો તથા નિવના તેલથી શરીરને ધીમે ધીમે મર્દન કરાવવુ જલનો સ્વભાવ છે કે જે પદાર્થ પોતા—



# ખરો ધર્મ

લેખક—શ્રીયુત મગનલાલ વિ. પ્રાણલાલ મહેતા—પોરબંદર

એક યુવાન સન્યાસી અરણ્યમાં ઘોર તપ તથા યોગાભ્યાસમાં પોતાના દેહને અનેક પ્રકારનાં કષ્ટ આપતો હતો. આવી રીતે બાર વર્ષ સુધી તેણે અખંડ તપ કર્યું. હવે પ્રસંગ એવો બન્યો કે અમુક નિદાઘકાળે તેને દેશાંતર જવાનો વિચાર ઉદ્ભવ્યો. ચાલતાં ચાલતાં થાક્યો અને એક શીતળ વૃક્ષની છાયાતળે વિશ્રામ લેવા બેઠો. બેઠાં બેઠાં પોતાના અખંડ તપવિષે તે વિચાર ચલાવતો હતો અને અવારનવાર તેનો પ્રભાવ કેવો છે તે અજમાવી જોવાસારૂ ઉત્કંઠા ધરાવતો હતો. બરાબર આજ વખતે તેના જટાધારી મસ્તકઉપર કેટલાંક સુંદર પાંદડાં પડ્યાં. આ જોઇ તે વિસ્મિત થયો. ઉંચે નજર કરી તેણે પક્ષીઓને લડતાં જોયાં. હવે પોતાનું યોગબળ કેવું છે તે જોવાનું તેને મન થયું. તુરતજ તે પક્ષીઓ સામે તેણે ક્રોપિત દૃષ્ટિ ફેરવી. તેવાજ તે બિચારાં જમીનપર શબતુલ્ય થઇ પડ્યાં અને અમર આત્માઓ ઇશ્વરના દરબારમાં ગયા. અને મહાત્માને પણ પોતાના યોગબળની ખાત્રી થઇ અને તેથી તેઓ મનમાં મલકાવા લાગ્યા.

થોડા કાળ પછી એક સમયે તે ભિક્ષાવૃત્તિમાટે શહેરમાં ગયા. એક ઘરના દ્વારમાં 'અલખ' બોલ્યા. 'ભિક્ષા દેહિ.' અંદરથી જવાબ મળ્યો 'મહારાજ સબુર કરો.' માત્ર કોપિતદૃષ્ટિ પક્ષીતરફ કરતાં પક્ષીઓને સ્વધામ પહોંચાડી દે એવા યોગબળવાળા મહાત્માને સબુર કરો એમ હુકમ કરનાર વળી કોણ? તુરતજ મનમાં કાંઇ બબડવા લાગ્યા અને વળી કાંઇપણ સાહસ કરવું કે નહિ તે વિષે જરા વિચાર ચલાવવા લાગ્યા. એટલામાં ઘરમાંથી ફરી અવાજ નીકળ્યો. 'અરે નાદાન સંન્યાસી! શામાટે તું વૃથા ક્રોધી બને છે? વિચારવમળમાં તારાથી ગોથાં ખાય છે! અહીં કાંઇ પક્ષીઓ નથી કે તારા ક્રોધિત દૃષ્ટિપાતથી જમીનપર ઢળી પડશે.'

આ શબ્દો કર્ણગોચર થતાંજ મહાત્માજી તો સ્તબ્ધ થઇ ગયા. શાંત થયા. તુરતજ અંદરથી સ્ત્રી બહાર આવી કે તરતજ મહારાજ તેને પગે પડ્યા. ને બોલ્યા 'મૈયા! આ તે કયાંથી જાણ્યું?' પેલી સાધ્વી સ્ત્રી તેને ઉઠાડતાં બોલી 'મહારાજ! હું કાંઇ તમારા જેવું તપ નથી કરી જાણતી. હું તો એક સાધારણ સ્ત્રી છું. મારા સ્વામીની પ્રકૃતિ મંદ હોવાને લીધે તેમની સેવામાં હું ગુંથાયેલી હતી અને તેથી મેં આપને સબુર કરવાનું કહ્યું હતું. તો હવે ક્ષમા કરશો.'

યોગી— નહિ મૈયા! તમે કયા પ્રકારનો યોગ સાધો છો?

સ્ત્રી—" મહારાજ, યોગ કે જોગ વિચારમાં હું કાંઇ ન સમજું તેવું બળ મારામાં કાંઇ નથી તોપણ જો તમારાથી મારામાં કાંઇ જોવામાં આવે તો તે કદાચ મારી સ્વામી ભક્તિ પરમાત્માએ મને આપેલ હશી હું નિરંતર મારા સ્વામીની સેવામાં મશગુલ રહું છું અદ્યાપિપર્યંત મેં કદાપિ તેમની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું નથી જ્યારે હું કુમારિકા હતી ત્યારે મેં પુત્રીતરીકે મારો ધર્મ બજાવ્યો હતો અને લગ્ન થયે ગૃહિણી બની પત્ની અને ગૃહિણીનું કર્તવ્ય બજાવવામાં ઉદ્યત રહીને હજુસુધી હું તેમાં પાછળ પડી નથી અરે, સંન્યાસી! આજ પ્રકારનો યોગ હું સાધું છું અને આ યોગનું અંતિમ પરિણામ શું આવ્યું છે તે આપે પોતેજ અત્યારે પ્રત્યક્ષ જોયું છે મેં તો અનુભવ્યું છે" જો દુનિયામાં મારું કાંઇપણ સુખ હોય તો તે સ્વામી છે જો પૃથ્વીમાં કાંઇપણ વિચાર કરવાનું મારે હોય તો તે સ્વામી છે જો પૃથ્વીમાં કાંઇપણ મારી ચીજ દેખવામાં આવતી હોય તો તે સ્વામી છે જો પૃથ્વીનાં કાંઇપણ મારી અભિલાષા હોય તો તે સ્વામી છે અને તેનો અખંડિત સ્નેહ પ્રેમ છે જો ક્રોધ વેળાએ સ્વામીના પગમાં કાંટા ભોંકાયેલો દેખતી તો વિચારતી કે મેં એને (કાંટાને) છાતી પાથરીને કેમ ઝીલ્યો નહિ સ્વામી મારી છાતીઉપર પગ મૂકીને કેમ ન ગયા હું ક્ષમા સ્વામીજ મારું તપ છે સ્વામીજ મારે યોગાભ્યાસ છે" આટલું બોલી તે સાધ્વી સ્ત્રી સ્તબ્ધ થઇ ગઇ

મહારાજ—' બેટા, દેવી હજુ કે, તારા દેશ તેટલો બોધ આજ મદદકારી હોને? નજીવાજેવા તપના ઉન્માદથી મને કેટલે ગર્વ થઇ ગયો હતો અહો! રાજર્ષિ ભર્તૃહરી સત્યજ કહી ગયા છે કે—

" यदा किंचिज्ज्ञोऽहं द्विप इव मदान्धः समभवं
तदा सर्वज्ञोऽस्मीत्यभवदवलिप्तं मम मनः ।
यदा किंचित्किंचिद् बुधजनसकाशादवगतं
तदा मूर्खोऽस्मीति ज्वर इव मदो मे व्यपगतः ।

સ્ત્રી—' મહારાજ, હું કાંઇ તમારીમાફક શાસ્ત્રનું અધ્યયન કરી વિદ્વાન થઇ નથી કેવળ જે મારું " યોગબળ ' કે જે તમે નામ આપો તે સર્વ માત્ર સ્વામીની સેવાના પ્રતાપથીજ થયું છે તો પણ આ વિષે વધારે જાણવા આપ ઉત્સુક હો તો કાશીના બજારમાં એક કસાઇ તમોને મળશે અને તેની પાસેથી તમો વધારે જાણશો '

આટલું સાંભળ્યાબાદ ભિક્ષા લઇ તે સાધ્વી સ્ત્રીની મનની અંદર સ્તુતિ કરતો કાશી તરફ ગયો બજારમાં જતાંજ તેણે શું જોયું? તેણે એક હૃષ્ટપુષ્ટ કસાઇને પોતાના વ્યાપારમાં નિમગ્ન થયેલ જોયો જોતાંજ મહારાજ વિચાર કરવા લાગ્યા કે પ્રભો! શું હું આજે આ હિંસકપાપીથી શિક્ષણ ગ્રહણ કરવા આવ્યો છું? શાંતં પાપં શાંતં પાપં મહારાજને જોતાંજ જાણે કેમ તે પરિચિત હોય તેવી રીતે કસાઇ બોલ્યો— મહારાજ! શું આપનેજ તે બાઇએ અહિં મોકલ્યા છે? જરા બેસો, જ્યાંસુધી હું મારું કામ કરી

# બાળપોથી-વિચાર

લેખક—શ્રીયુત ત્ર્યંબકલાલ રેવાશંકર ધોળકીયા-રાજકોટ.

(અનુસંધાન પૃષ્ઠ ૨૬૮ થી)

'હળ માં હ – 'ળ 'બન્નેનો યોગ કે સંયોગ ઉપયોગ ઠીક સાધ્યો છે એવીજ રીતે નળ, હરણ, બળદ' વગેરે નો થઇ શકે (જુઓ મ્હારી સૂચના અને વ્યાવહારિક યોજના અંકુશ માસિકમાં ચૈત્ર અને પછીના અંકો) જમત ચારમ વખત મદન ઝરણ અજગર બળતણ અહમદનગર આ પૈ દરરોજ એ મહાવરાન શબ્દોની પસંદગીનરફ એક કે બીજા વિચાર મ્હારો અણગમો છે ઝ ટ ના સુયોગ્ય ઉદાહરણોની ત્રુટી સમજી તે બીજા કેટલાક ઉદાહરણોની માફક-ઉદાહરણ ચિત્ર વિનાજ આપેલછે એ સહેતુકછે તેમાં પણ તેની સુરતેથી જેમાં વધારે તેન તે અક્ષરનો નંબર પાછળ એવો ક્રમ જોઇ શકાશે-અંગત ટ ને માટે ટટ્ટુ શબ્દ સારો નથીજ પરંતુ ઝઝૂનું જેવો અસલ શ પ્રભુ કૃપાથી સુલભ છે શબ્દ સમજ પાઠ તરીકે નહિ લેતાં માતિ અરેરામા-એમજ રાખવાનું હું યોગ્ય ધારું પાઠોની રચનામાં પ્રવેશ કરતાં સહજ કે મ્હારી સ્ફુરણાને પુષ્ટિરૂપ જોવામાં આવેછે પાઠને મથાળે સ્વર ચિહ્નને માટે સ્થાન છે તેમજ સાથે સાથે સ્વરોનું જ્ઞાન આપવાનું રાખ્યું પાઠ ૫-૬-૭-૮ ના ચિત્રો છેક હાના આવશે એટલે નકામાં પડશે બગડી અને પતંગ અનુસ્વાર શિક્ષણને માટે ઉત્તમ ઉદાહરણ છે પતંગ નર કે નારી જાતિ? મ્હારી નકલ (આ લેખ લખતાં છેકને મળેલી) માં લારપછીનાં ઘણા ખરાં પાઠનાં ચિત્રોના બ્લોકો હજુ આવેલ નથી એટલે તેવિષે શુભ આશા શિવાય ઉપરાંત કંઇ કહી શકાય તેમ નથી પાઠોની બાબતમાં હકીકત નાખી રાખ્યું છે અને બંધુશિષ્ય બોલેછે—તે પણ વગી (direct teaching) સીધી રીતે-એ શિક્ષણ યુક્તિપ્રમાણથી વિરૂદ્ધ છે બાળવર્ગમાં તો ખાસ indirect informal વિષય શિક્ષણ રહેવું જોઇએ આવું અપ્રત્યક્ષ કહ્યા પછી પ્રસંગોપાત્ત એમ પણ કહેવું જોઇએ છે કે હકીકતનો મ્હોટો ભાગ બાળકને નામનો જ છે 'ખેડુત નો પાઠ તેમજ' ઠીક વિશેષ સમજુતીની બાબતો આગળઉપરજ રાખવી જોઇએ પતીરી, જડેલો મોતી કામો એ શબ્દો લોકો કહેછે કે 'રોઝ આખ ઘર ઉપર પતરા હોયછે' 'ઘણી દુકાનો

વિષય સાહિત્યનો છે, પરન્તુ "કાઠિયાવાડી" "ગુજરાતી," "ગ્રામ્ય' શિષ્ટ" વગેરે ભેદના શબ્દોની વિષમતાનો વિચાર બાળ શિક્ષણમાં કરવોજ જોઇએ ગામડાના અને મોહોટા શહેરોનાં જીવન-સંસાર વાતાવરણ એકજ હોતાં નથી તો અનેક પ્રાંત કે સ્થાનની પરિસ્થિતિને અનુસરતા શબ્દો દે બાળપોથીજ હોવી જોઇએ બાળવર્ગના બાળકોની સંખ્યા હમેશાં બેસુમાર હોય છે, એટલે વ્યાપારી બુદ્ધિથી કિંમત વધી જવાનો પ્રસંગ ભાગ્યેજ આવે

ઉપરોક્ત વિચારપ્રમાણે બાળપોથીની રૂપરેષા કંઇક આવા પ્રકારની હોઇ શકે

મૂળાક્ષરના પૃષ્ઠોની રચનામાં ચિત્ર અને તેમાંથી નિકળતા અક્ષરનાંજ ખાના blocks આવે ચિત્રનું નામ, ચિત્રની નીચે (માત્ર તેજ શબ્દોચ્ચારણ થાય તેટલા માટે) આ પણ અક્ષર' બિનકુલ કાર્ડ સાઇઝમાં ચિત્રની સાઇઝનો છાપવો આ ખાતું સાઇઝ પિક્ચર પોસ્ટકાર્ડનું થાય

મૂળાક્ષર ક્રમવાર

| (ચિત્ર) | અક્ષર |
| --- | --- |
| | |
| | |

પચાસ ગમે તે આંક ખાસ નહિ, પરન્તુ જ્યારે શબ્દો આપવાનું સુગમ જણાય ત્યારે વાચો અને બનાવો" કરીને શીખવા આપવા મૂળાક્ષરો પૂરા થયા બાદ મનોયત્ન માટે વિશેષ શબ્દો 'વાંચો અને લખો" કરીને લેવા—તેની સંખ્યા પણ ૨૫ જેટલી બસ થશે કુલ્લે ૫૦ની મર્યાદા રાખવી જોઇએ કૃતિવિભાગમાં મૂળાક્ષર (માત્ર વ્યંજન) ની માહી આવે તેમાં પ્રત્યેક સ્થાનનું પંચાક્ષરી જૂથ પૃથક્ પૃથક્ રંગમાં છાપવું "ઙ, ઞ' નાં સ્થાન વિકલ્પે ખાલી રાખવાં બીજા ભાગમાં—અ+ા=આ અને ક+ા=કા મેથાળે આપી 'સ્વર' અને સ્વર ચિહ્નનું જ્ઞાન આપવું-પાઠોનો ક્રમ નીચે પ્રમાણે —

૧ ા<br>
૨ િ ી<br>
૩ ુ ૂ<br>
૪ ે ૈ<br>
૫ ો ૌ<br>
૬

બારાક્ષરીનો અસલ ક્રમ રાખ્યો છે એ ખુલ્લું જણાશે પરન્તુ સ્વર ચિહ્નનું હાલ જે રીતે શિક્ષણ આપવામાં આવે છે તેમ અહિ ઇચ્છ્યું નથી છેક—

Phono-Analytic method સ્વીકારતાં બારાક્ષરીમાં અવ્યવસ્થિતતા આવી જવાનો ભય કે સંભવ રહેછે રાજ્યકુટુંબના ઉત્તરોત્તર પાઠોવિષે જેમ એકી સાથે નહિ લેતાં દરેં વચ્ચે સમયનું અંતર રાખ્યું છે તેમ એ ત્રણ સ્વરચિહ્ન પણ સાથે લેવાં શિક્ષણવૃત્તિ ચારે ઇષ્ટ નથી, એ મુદ્દો પણ ભાર નોંધવામાં આવેછે 'અનુસ્વાર (તેમજ "વિસર્ગ") સ્વર તૂથી, અને તેનો ઉપયોગ સુગમતા પ્રમાણે ૫ પાઠમાંના બ્હેતર (પાછળના) કોઇ પણ પાઠમાં કરી શકાય જુદો પાઠ પણ રાખવો આવશ્યક નથી આ પાઠો અમુક વિષયના હિ બનાવતાં, વાક્ય ર

# મુંબઈની જીવદયા મંડળી

આ સંસ્થાતરફથી જે ચાલુ ગૌરક્ષાના પ્રયત્નો થઇ રહ્યા છે તેનું દિગ્દર્શન કરાવવું એ તે સંસ્થાની ઉપયોગિતા બતાવવાની સાથે સ્થળે સ્થળે તેનો બહોળો ફેલાવો થઇ મનુષ્યમાત્રમાં એ પરમકલ્યાણકારક વૃત્તિ ઉદભવે એ બહુ જરૂરનું છે એમ અમો માનીએ છીએ અને તેથી તેના તેવા પ્રયત્નોના થોડાએક નમુનાઓ અહીં આપીએ છીએ આશા છે કે વાંચનારાઓ તે ધ્યાનપૂર્વક વાંચશે એટલુંજ નહિ પણ શુભ લાગણીથી તે બીજાઓને પણ વંચાવી સમજાવી એ પ્રવૃત્તિને સફળ કરવાના પુણ્યના ભાગીદાર થશે

અધિપતિ-"અંકુશ"

---

## ગૌરક્ષા કમ્પની

---

### દિલ્હીખાતે ઘડી કાઢવામાં આવેલી યોજના.

---

આપણા દેશમાં ગાયની રક્ષા કરવાનું તો ભાર મેલીને જણાવવાનું આ પણ છે કારણ કે ગાયનો ઉપયોગ કેટલો બધો અને કેવો મોટો છે તે જણાવવાની જરૂર નહિ હોય ધાર્મિક, આર્થિક તેમજ નૈતિક દ્રષ્ટિએ જોતાં ગાયનું રક્ષણ દરેક હિંદીવાન શું પણ જગતના દરેક ઇન્સાનમાટે અવશ્યનુંજ થઇ પડ્યું છે પણ આપણી કમભાગ્યે આ વસ્તુ ભૂલતા થઇ ગયા છીએ એટલે આપણને ખરૂં શું છે એ સૂઝતું નથી ગાયનું પાલન કરવું એ તો આપણો મૂળ ધર્મ છે ગાય છે તો હિંદનું પાલનજ થાય છે એમ જણાવવામાં આપણે અતિશયોક્તિ કરતા નહિ હોઇશું

જ્યારે વેદનો કાળ હતો ત્યારે દરેક ઘેરેઘેર ગાયો પાળવામાં આવતી હતી ત્યારે લોકો દૂધ દહિં અને ઘી જોઇએ એટલું ખાતા અને લોકો દરેક રીતે સુખી અને સંતોષી રહેતા હતા ગાયને ચાહવી અને તેનું પાલન કરવું એ નાના તેમજ મોટા અને ગરીબ તેમજ શ્રીમંતોનું કર્તવ્યજ હતું પાછળથી મનુષ્યની વૃત્તિ બગડી અને આજે ગાયનું પાલન કરવું તો બાજુએ રહ્યું પણ સામી તેની હત્યા કરીએ છીએ અને કેટલાક તેનું માંસ પણ ખાય છે આ રિતિમાં આપણો દેશ બહુ દરિદ્ર અને હલકો પડતો જાય છે એમાંથી એની મુક્તિ કેમ કરવી એ ઉપર જ્યારે આપણે વિચાર કર્યે છીએ તો આપણને સૂચના થયાવિના રહેતી નથી કે ગાયનું રક્ષણ કરવાસારૂ આપણે દરેક પ્રયત્ન હવે ચાલુ કરવો જોઇએ ગાયના રક્ષણથી દુધ અને દહિં ઘી પ્રસાદિ સસ્તાં મળશે અને ખેતીને માટે બળદો સસ્તા અને સારા મળી શકશે

આ પ્રયત્નમાં દિલ્હીખાતે સ્થાપન થ

મથી Cow Protection એટલે કે ગૌરક્ષા મંડળી આપણું અવશ્યનું ધ્યાન ખેંચેછે, એમાં અનેક વર્ગનાં લોકો સાથે જોડાયાં છે અને તેઓનો મૂળ આશય ગાયને તેના ઉપર ગુજારે પડતા જુલમથી છોડવવાને લગતો છે આ મંડળથી બે વસ્તુઓ જળવાય છે એક તો એ કે ગાયનું પાલન થઇ શકેછે અને બીજી એ કે આ મંડળ દ્વારા લોકોમાં અભ્યતાનું નાન આવી શકેછે એવાં મંડળની આપણા દેશના દરેક ગામડાંમાં જરૂરછે આ મંડળનો હેતુ ગાયોને બચાવવાનો છે અને વળી એથી દેવસેવા બજાવવાનો છે જો સહાનુભૂતિ ધરાવનારાઓ આ કામમાં ઉલટભરી ભાગ લેવા ઇચ્છના હશે તો તેમને અમારી જીવદયા મંડળી બનતી મદદ આપવાને ચૂકશે નહિ

આપણા દેશમાં તો ગાયની પૂજા પણ કરવામાં આવેછે છતાં અહિયાં ગાય ઢોર બચાવવાનું રૂડું કાર્ય યુરોપના બીજા દેશો જેટલું કમભાગે આગળ વધારવામાં નથી આવ્યું એ દિલગીરીભર્યું છે અમેરિકામાં ૧, ૩૫, ૨૬૧ તો દયાનાં મંડળો છે ત્યાં પણ બાળકોથી માંડીને તે મોટાઓસુધીનાંઓમાટે કામ કરવાસારૂ દરેક પ્રકારનાં મંડળો સ્થાપિત થઇ રહ્યાં છે જ્યારે હજી આપણે આંખો ચોળ્યા કરીએ છીએ જ્યારે આપણી નાતોમાં શીખતા બાળકોથી માંડીને તે મોટાઓસુધી એટલીજ સખ્યાનાં દયાનાં મંડળો અને ગૌરક્ષા મંડળો સ્થાપતાં થઇ જશું ત્યારે ફરીને આ દેશ તેનાં ઉચ્ચ સ્થાનઉપર એકવાર પાછો આવી જશે. ૨

હેશે દી તીવાળા ભાઇઓને ધન્યવાદ આપીશું અને બીજા ઇલાકાઓના મુખીઓને તેવી સોસાયટીઓ પોતપોતાના ઇલાકાઓમાં સ્થાપવાને આગ્રહ કરીશું.

લલ્લુભાઇ દીપચંદ ઝવેરી.
સેક્રેટરી
મુંબઈની શ્રી જીવદયા મંડળી.

---

## વિદ્યાર્થિઓ! તમે શું ખાઓ છો?
### અને તમારે શું ખાવું જોઇએ?

---

મ્હારા જુવાન મિત્રો! તમારી જીંદગી વિદ્યાર્થીતરીકેની હોય છે, માટે તમને મજબુત મન નરમાશવાળું જીગર અને તંદુરસ્ત શરીર જોઇએ છે જરા તમારી પોતાની તપાસ તમે કરો કે તમને આ સર્વે મળેલું છે કે? તમારૂં શરીર તપાસશો તો માલૂમ પડશે કે તે યા તો બહુ પાતળું હશે યા તો બહુ જાડું હશે તમારૂં મન તપાસશો તો માલૂમ પડશે કે તેમાં ઘણાએક બુરા વિચારો અને તરંગો ઘુમતા હશે તમારો આત્મા જોશો તો જણાશે કે તે સ્વચ્છ તો નહિજ હશે ત્યારે કહો કે એ બધાનું કારણ શું? તમે નિર્બળ છો અને બહાદુરી જોઇએ તેવી નથી એનું ખરૂં કારણ એ છે કે જેને આપણે સાધારણ રીતે શું ખાવું અને શું નહિ ખાવું એ સબંધીની જાણ કહીએ છીએ તેનો ચોકકસ અભ્યાસ કરતા નથી તમે ખાતા તો રોજ હશો અને એક દિવસમાં કેટલીક વખત ખાતા હશો ત્યારે

શુ ખાવુ એ તમારે વિચારવુ ઘટતુ નથી? શુ ખાવુ એ જાણવાની તમારી ફરજ છે અને આ ફરજ બજાવવાને ચૂકતા નહિ તમારા મહિના ઘણાએક એમ ધારેછે કે માંસ માછલી અને મર્ઘા બતકાં રૌછદા ખાવાં એ તો જરૂરનુંજ છે આમ વિચારવુ મૂર્ખાઇભર્યુ છે તમે આમ વિચારોછો એનુ કારણ એ છે કે તમને એવો માંસાહાર કરવાની ટેવ પડી ગયછે પણ તમને ખબર છે કે માંસા હાર કર્યાથી તમારી શક્તિઓનો ધ ા ે ય થોછે?

મોટા વિઓ કે કિ હ ા ક વિદ્વાનો કે જેઓમાના તમે પણ ભવિ ષ્યમાં કેટનાક થશો—તેઓ પણ પક્ષીઓને મારીને ખાવાથી પરહેઝ રહેતા હતા શુ તમે ખાઓછો? ના તમે તો માત્ર તમારી જાતિ પેદ શર્ના ચા મડા, હાડકા અને માસના લોચાઆ ખાઆ અને એવી રીતે તમારી હોજરી લોહીની ખ ાવટોની હલકી વસ્તુઓથી ભરોછો આ તમારા શરીરનો તમારા મનનો અને તમારા આત્માનો નાશ કરેછે

**માસાહાર કદી પણ શક્તિ આપતો નથી**

દયાના સાગરમાં રહો અને ઇશ્વર તમ રા તરફ દયાળુ રહેશે જે વિદ્યાર્થી દયાળુ ઝ દગી ગુજારે છે તેજ એક ખરો વિદ્યાર્થી છે તમારે પોતાને જાનીતો કવિ શેકસ પીઅર શુ કહેછે તે સાંભળો —

આથી બેવડો આશીર્વાદ પથરાયછે જે દયા દર્શાવેછે તે આશીર્વાદ પામેછે અને જેની તરફ દયા દર્શાવાય તે પણ આશીવાદ પામેછે

બળવાનોનું સર્વોત્તમ બળ દયામાં રહેલુ છે
શાહેનશાહનો શણગાર તે દયા છે

× × ×

દયા ખુદ જગતકર્તાનો ગુણ છે

તમને તો વિચારવાની શક્તિ હોવાથી માટે માસાહાર છોડીને ા૫ ( જીનદગીની ઝ દગી નહિ લેવા અને તેવી રીતે પવિત્રતાના માર્ગે ચાલવાને વિચારો

## કસાઇખાનાની કતલો!

### મુગા પ્રાણીઓના ચીસો સાભળો

જગતમાં સર્વે સ્થળે અન્યાય અને ત્રાસ પ્રવરતી રહીછે પણ જે ત્રાસ સાઇખાના ઓમાં પ્રવરતી રહ્યા છે તેનો તો હિસાબ જ નથી તેમ વળી તે ત્રાસનુ પ્રમાણ પણ બહુ બહોળુ છે જ્યારે તમે માસ ખાઓ છો ત્યારે જરા એમ વિચાર કરોછો કે જે જાન વરનું માસ હુ ખાઉછુ તેણે મરતીવેળા કેવી કેવી બરાડો મારી હશે? તેને ઘાતકી ખાટકીએ કેવુ ૫છાડી નાંખ્યુ હશે? તેના ઉપર ત્યારપછી છુરી ફેરવવામાં આવી હશે? તેના ગળામાંથી લોહીની કેવી રેલ ચાલી રહી હશે! તેનુ ધ ડ છુટ ૫ડી ગયુ હશે? અને મરતા મરતા પણ તે કેવુ ખુ લી આખોએ પોતા કુર ઘાત કરનાર ખાટકીતરફ તેણે જોયાં કર્યુ હશે? તમે તે વેળા વિચાર કરો છો કે ત્યારપછી તેનાં શ

રીરપરથી ચામડુ કેવું કાપી લેવામાં આવ્યું હશે? અને લોહીના ગળગળતા પ્રાણોન્યામાં ત્યારપછી તેનું ત્યજેલું શરીર કેવું મૂકવામાં આવ્યું હશે?

જ્યારે પણ માંસ ખાઓ ત્યારે કાપેલાં જાનવર મોતની કેવી ચીસોમારી હતી તેનો વિચાર કરજો—વિચાર કરજો કે તેમનાં પ ગોને મરડી નાખીને આ ઘાતકી રીતે જ્યાં ધવામાં આવ્યાં હશે? અને આખર તુટેના ઉગરસહિત દે સાનપર શાપ નાખી તે આ જગત કેવું છોડી ગયું હશે? જો તમો તેનું ભાન થાય તો તમે જગતકર્તા આ છોકરો હો તો એવું ઘાતકી કામ કદી કરો નહિ અને કોઇને કરવા દિયો નહિ જો ત મારામાંથી જગતકર્તાનો સર્વે અવાજ મંદ પડી ગયો હોય તોજ તમે આવું ભાન થયા છતાં પણ માંસનો પોશાક કરશો

કસાઇખાનાની અંદર જાઓ અને જુઓ-કે જાનવરોની કેમ અને કેવી હત્યા થાયછે! કસાઇખાનાના છાપરાઉપર, ગીધો અને કાગડાઓ કેવા ભમેછે! આ જાનવરી રૂપ વાળા માણસો જે કસાઇતરીકે ઓળખાય છે તેઓ લોહી તરસ્યા વરૂની માફક કેવા આમ તેમ ભમેછે!

શું કસાઇખાનાં જીવતાં દોઝખજેવાં નથી જણાતાં?—જો મુઆપછી જગતકર્તાને દ્વાર જવું હોય તો આ જીવતાં દોઝખને બંધ કરાવો

જો આપણેજ માંસ ખાઇએ નહિ તો કે સાઇઓ જાનવરોને મારે નહિ માટે આપણે આજેજ સર્વ પ્રકારનો માંસાહાર છોડી દો

---

## ભલા કર ભલા હોગા
## નેકી કરો, નેકીમાં જીવો.

પીર, પયગમ્બરો, તનાવો અને ફીલસુ ફોએ આપણને શીખવ્યું છે કે ભલાઇમાં જીવવું આપણે એવી ભલાઇભરી જીંદગી કેમ જીવી શકીએ આપણે ભલાઇ કરીને ભલાઇભરી જીંદગી ગુજારી શકીએ જ્યાર ભલો ઇન્સાન ભલું વિચારે, ભલું બોલે અને સૌથી વધારે તો ભલું કરે તો ભલાઇ પોતાના મનમાં એક કરી નાખે ભલાઇમાંજ જીવવું એ હાલ આપણને માટે બહુ ભારે કાર્ય થઇ પડયું છે છતાં તેવી જીંદગી આપણને માટે બહુ સહેલામાં સહેલી અને સાદામાં સાદી થઇ પડેછે જો કે જીંદગીનો કાયદો બહુ સહેલો અને સરલ છે છતાં આપણે આપણા હાથે તેને બહુ કિ કટ બનાવી દીધી છે ભલાઇમાંજ જીવવાસરૂ દયા ધરો અને દયા કરો

### દયા સર્વોત્તમ ધર્મ છે

બૌદ્ધ મહારાજ દયાળુ હતા ઇશુખ્રિસ્ત દયાળુ હતા તેજ પ્રમાણે ઝરથુસ્ત્ર પયગ મ્બર સાહેબ અને મોહમ્મદ હઝરત સાહેબ સર્વે દયાળુ હતા તેઓ સૌથી વધારે દયાળુ હતા એટલે ખુદાએ તેમને પોતાનાજ કરી લીધા હતા

ગુરાઇમાં કેમ જીવીએ છીએ મારા ઇ સાનનેજ દુખી કરીને નહિ પણ વળી બે તરાં જાનવરોને અને હવામાં ઉડતાં પક્ષી-

ઓને મારીને આપણું જીવન ગુનાહભર્યું અને અપવિત્ર બનાવીએ છીએ કલ્યાણભરી જીંદગી એજ રીતે શરૂ બની શકે છે અને તે એ કે

### જીવોને મારવાથી પરહેજ રહો

જીંદગીની મધુરતાને ખોઓ નહિ તમારી હલકી વૃત્તિઓને સંતોષ આપવા જીવોને મારી ખાવાનો જુસ્સો ધારણ કરીને ખુદાની સરજી ગોઠવણમાં આ દુનિયામાં કજીઓ કંકાસ મારામારી દુખ અને સંકટો ન બીજ રોપો ના

### માંસ ખાવાથી શું થાયછે?

ટુંકમાં કહીએ તો—

૧ તેથી મનોબળનો બગાડો થાયછે
૨ આત્માનો બગાડો થાયછે
૩ શરીરનો બગાડો થાયછે

આ સ્થિતિ આખી દુનિયામાં થાયછે એક મજબુત આત્મા એક સારો આત્મા છે એક બળવાન શરીર એક સારૂ શરીર છે ખુદા પોતાની સ્વચ્છતાવાળી દુનિયામાં રેક સારૂજ ચાહેછે માટે—

કલ્યાણભરી જીંદગી ગુજારનાર માંસનો ખોરાક છોડો

---

## સાદી જીંદગી કેમ ગુજારવી?

### વનસ્પતિ ખોરાકના ફાયદાઓ

---

થોડા વખતમાં સારી અને સાદી અને સ્વચ્છ જીંદગી કેમ ગુજારવી તે રમ આજે બહુ ચર્ચાઇ રહ્યા છે છતાં આપણે કોઇપણ માર્ગ અને વ્યવહાર ઉંચટ ઉપર આ સુધી આવી શકયા નથી તોપણ આવી જીંદગી ગુજારવાનોજ પ્રયત્ન કરવો કે જેથી આપણે સર્વે સુખ ભોગવતા થઇ જઇએ એ તો આપણો ચાલુ પ્રયાસ રહેવો જોઇએ યુરોપ અને અમેરિકામાં લોકો બહુ મોજશોખની જીંદગી ગુજારવા લાગ્યા પણ પાછળથી એમને માલુમ પડ્યું કે તેથી તો ઉલટા રોગ વધેછે દેશમાં ગરીબાઇ વધી પડેછે અને એવા પ્રકારના બીજા અવગુણો દાખલ થઇ જાયછે માટે તેઓએ હવે સાદી જીંદગી ગુજારવા પાછળ પોતાનું વધારે ને વધારે ધ્યાન રોકવા માંડ્યું છે તેઓમાં એક પંથ એવોજ નીકળ્યો છે કે જેઓ ઠરાવ કરેછે કે અમુક ટુંક સાધનોમાંજ જીવન ગુજારવાની ટેવ પાડવી અમેરિકામાં 'મઝ ઝનાન નામનો ટોળો છે જેઓ ચુસ્ત વનસ્પતાહારીઓ છે તેઓ પોતે બહુ સુખી અને સંતોષી જીંદગી ગુજરી શકેછે અને પોતે શ્રીમંત હોવા છતાં ગરીબાઇ ભોગવતાઓની બહુ દરકાર રાખેછે તેઓ હવે એક પગનું આમળ વારી શકયાછે અને શરીરે પોતે કે દુઃખ સહન કરી શકેછે તેનો એક વધુ દાખલો દુનિયાને પુરો પાડી શકયા છે તેઓ

ન્હવે એવું કરવા માગ્યા છે કે એક ખાડવાડે માત્ર એકજ ડોલર પડે એવું ખાનગી વા સ્ત્રીઓનું શરીર ઉપજાવી કાઢવું શીકાગો ખાતે એવાં સંદી જીંદગી ગુજારનારાં માણસો જ ત્યારસુધીમાં બે ડોલરનુંજ ખાવાનું બનાવવું એટલી હદે તો ઉતર્યા છે પણ ફક્ત રોજો તો એથી પણ વધુ આગળ વધ્યો છે

એ તેઓ કેમ ગુજારે છે? તેઓ માત્ર વનસ્પતિઓનોજ આહાર કરીને ગુજારે છે તેઓ થોડુંકમાં પોતાનો અનુભવ જાહેર પાડનાર છે અને તે દુનિયાને બહુ સારૂ કરી જાશે આપણા દેશમાં ગમે એટલી ગરીબાઇ છતાં સંતોષનો ગુણ થોડામાં છે માટે તેઓ તો થોડા પૈસામાં ઉપર મુજબ બહુ સારી અને ઉત્તમ જીંદગી ગુજારી શકે તે માટે સર્વેએ વનસ્પતિઓનોજ આહાર કરવો માંસ, માછલી મદિરા ઇત્યાદિ આપણી જીંદગીને નુકસાન કરેછે અને વળી આપણું ધન પણ લુંટી જાયછે, છતાં આપણે ગરીબાઇના ડખથી બુમો પાડીએ છીએ આપણી ગરીબાઇ ટાળવાનું આ સાધન બહુ ઉપયોગી થઇ પડે એમ છે માટે આપણે બધાએ સાદી જીંદગી ગુજારવાના એક સાધનરૂપ અન્નાહારનો એકદમ આદર કરી નાખવો જોઇએ

આ વસ્તુ ગુણકાર નથી અને વળી મોંઘી કેટલી છે? ગરીબાઇ ટાળવાનો, અન્નદોષ દૂર કરવાનો અને સાદી રહેણી અને સુખી જીંદગી ગુજારવાનો અખતરો આપણી પાસે તૈયાર છે અને તે એકે વનસ્પતિઓ જેમ બને એમ ખાવી અને માંસ છોડવું

જયાવલ્લ હો. ઝાબવાળા
સેક્રેટરી
મુંબઇની શ્રી જીવદયા મંડળી

---

## ઘટમાળ

ઇન્દ્રવજ્રા

દીવા ઘસાય ઘગાય જમાવ સાવ,
ખાડોપરે અગ્નિત ધૂમ ચડે ચડાવ,
એવી તરેહ ઠલવાય ભરાય સર્વ,
ક્યારેય દીન ન થવું ધરવો ન ગર્વ

ગોકળદાસ રામકૃષ્ણ—સીમનગર

લોક તથા પરલોકમાં પરમ શ્રેય છે આથીજ અમે અનંત જ્ઞાન જે ગણાયછે તે સર્વનું મૂલ એક બ્રહ્મજ્ઞાન છે અને જે સંસારમાં સેંકડો કર્મો કરવામાં આવેછે તેઓનું મૂલ એક બ્રહ્મ કર્મજ સમજવુ આ અભિપ્રાયથી વેદ एकेन विज्ञातेन सर्व विज्ञातं भवति॥ એક બ્રહ્મ જાણવાથી સર્વગુ એથી ભિન્ન જણાતું જડ પદાર્થોનું મૂલ જણાયછે એમ કહેલ છે

તે નમળે જેઓ બ્રહ્મકર્મ ને મુખ્ય માની જ્ઞાનને ગૌણ ગણેછે તેને પણ સારા કર્મની સારી આસના હોવાથી અનંત ચૈન થવુ સારૂ ફલ મળેછે એ રીતે કેટલાક આનંદથીજ બધગુ થયેલુ માનેછે તો બીજાઓ જ્ઞાન (ચૈતન્ય) થીજ સઘળુ થયેલુ સમજેછે આ બે મતોને કેટલાક દુરાગ્રહવાળા ગણી ચૈતન્ય અને આનંદ એ બેના મળવાથીજ સર્વ સૃષ્ટિ રજેલી સમજેછે તેઓમાં સાંખ્ય મતવાળા મુખ્ય છે ને તેઓએ સૃષ્ટિને જેમ આંધળા તથા પાંગળા બે જણા મળે ત્યારે કોઇ ઠેકાણે જવુ હોય તો જઇ શકે તેમ પ્રકૃતિ ને પુરૂષ એ બેના મળવાથી થયેલી માની છે અને તે વ્યાજબી છે તે બેના વધઘટ ભેદને લીધેજ અદ્વૈત દ્વૈત અને દ્વૈતાદ્વૈત વગેરે અનેક મતભેદો થયેલ છે અને તે પણ ઉપલા તથા નીચેના પ્રાણીઓના વધઘટ ઉપકાર થવાને વાસ્તેજ છે જેટલો આકાર વાળા પદાર્થોની સાથે કર્મનો સંબંધ છે તેટલોજ આકાશ વગેરે નિરાકારની સાથે નહી નો સંબંધ છે એમ જાણવુ

આકારવાળામાં પણ વધઘટપણાનો સ્વભાવ મા પો છે તે છતાં તેઓમાં એવી ખુબી બનેલી છે કે જે કામ મોટાથી થાયછે તે છોટાથી નથી થતું અને જે છોટાથી બનેછે તે મોટાથી નથી બનતુ ઉદાહરણ કે સૂર્ય કામ કરેછે તે અગ્નિથી નથી થતું અને અગ્નિ જે કાર્ય કરેછે તે સૂર્યથી નથી બનતું નિરાકાર વસ્તુના ઉદાહરણમા જે કામ ઘડાના પોલાણથી થાયછે તે ઘરના પોલાણથી નથી થતું અને ઘરના પોલથી જે બનેછે તે ઘડાના પોલની નથી બની શકતું આથી ઇશ્વર વાદનું જડ ચેતનવાદનું શબ્દબ્રહ્મપરબ્રહ્મ વાદનું પ્રકૃતિ પુરૂષવાદનું અને ટુંકામા કહીએ તો જેટલા શબ્દાંતરો અને રૂપાંતરોના ફેર ફારથી પોતાના અને પરાયા લાભઅલાભ કાજે માર્ગો થયા છે તે સર્વનું સાધ્યરૂપ થાયછે અને તે સર્વની શાંતિ મહા અનંત કિંવા મહા મોક્ષમા થાયછે, અને તે જ વાત આપણા વેદોએ અનેક શ્રુતિ વચનોથી અને પુરાણોએ બોધના વચનોથી સિદ્ધ કરેલ છે

પ્રકાશ, રૂપ કર્મ સુખ આનંદ વગેરે શબ્દથી કહેવાનો પદાર્થ એક લોકાતીત જ્યોતિર્મા પર્યવસાન પામેછે તે રીતે જ્ઞાન તપ ચિત્ત દુખ, નામ ને શિવ વગેરે શબ્દથી બોલાતો બોલ લોકાતીત શબ્દમાં તાત્પર્ય વૃત્તિથી રહેછે આ અભિપ્રાયને લઇનેજ વેદ વ્યાસજીએ शब्दब्रह्म परब्रह्म ममोभे शाश्वती तनू॥ મારાં (કૃષ્ણના) શબ્દ બ્રહ્મ ને પર (સાકાર) બ્રહ્મ આ બે નિત્ય શરીર છે એમ ભાગવતમાં કહેલ છે અને પતંજલિએ सर्व दुःखमेव विवेकिनो

(વિવેકવાળાને અનંદુ ખરૂપ છે) આમ કહી એક ચિન પદાર્થજ સત્ય છે, ને તે પરિણામે (છેવટ) અનિર્વચનીય માનેલ છે

સૂક્ષ્મદૃષ્ટિથી જોઈએ તો શબ્દ અને અર્થનો એનો ધારો સબંધ છે કે તે બે શ્લિષ્ટપાસ્ટ હોવાથી ન્યૂનાધિક્યપણે મિલિતજ રહે છે અને મહાપ્રલયમા સમરસ થાય છે, તે સિવાય થોડે અંશે પણ વૈરમ્ય રહેછે તે એમ છે તોજ જ મ જ માતર દેખાતુ નહિ દેખાતુ વગેરે વ્યવહાર ને પરમાર્થ વગેરે સર્વ ચાલેછે જે સાદિસાત અને અનાદિઅનત વસ્તુ કહેન છે તે એકજરૂપે રહેછે ને જો અનેક રૂપે મનાય તો તેની વિશ્રાંતિ મહાપ્રલયમાંજ ઘટી શકે ભાગવતમા નિત્યલય ને નિત્ય જ મ કહેન છે તે નિર્ગુણ ને નિરાકારરૂપ બ્રહ્મના અભિપ્રાયથીજ કહેલ છે ચિદ્વસ્તુ ચિત્પણામાં પૂર્ણ છે અને જડ વસ્તુ જડપણામા પૂર્ણ છે એકબીજાના ભાગો મનવાથી કે પરસ્પર મેળવવાથી વિવિધ વિચિત્રતાઓ પેદા થાય છે અને અંતે જેમાંથી થઇ છે તેમાંજ મળેછે સૃષ્ટિને જેણે ભ્રમરૂપ (ચલ) માનેલ છે તેણે અચલ સ્વભાવની મુખ્યતા માની છે અને જેણે ભાર રૂપ (જડ) સ્થિર કહેલ છે તેણે અસ્થિર સ્વભાવની મુખ્યતા માની છે એ સિદ્ધ છે જે રીતે સુષુપ્તિનો આનદ મનાય છે તે રીતેજ સમાધિનો આનદ મનાયછે જેવુ જાગરાનુ સુખ-દુ ખ છે તેવુજ સ્વપ્નનુ પણ સુખ-દુ ખ ગણ્યુ છે તેથી નમક્ષુઓએ સંસારના વિષયોમાં નહિ ગભરાતાં વસ્તુ સ્થિતિનાજ એ ધર્મ છે એમ ધારી સતોષ અમતો માનવો એ સર્વનુ હિત કરનાર કામ છે પૂર્ણ કામને ઇચ્છા થવી ઘટતી નથી ને વેદમાં હુ એક છુ તે અનેક રૂપે થાઉં એમ લખ્યુ છે તેનો અભિપ્રાય એ છે કે ચેતન (ઇશ્વર) ને શક્તિ (જડ) એ બે પોતપોતાના રૂપમા પૂર્ણ ને કલ્પિત રૂપમા અપૂર્ણ હોવાને લીધે સઘળુ વૈચિ ય (આશ્ચર્ય) ઘટી શકેછે અને આથીજ ગીતામાં ઇશ્વરને અનેક જાતના આશ્ચર્ય ગુણવાળો વર્ણવેલ છે કોઇ ઠેકાણે શક્તિને ચેતન માનેલ છે પુરૂષને જડ કહેલ છે તે પણ યુક્તિથી ઘટેછે કેમકે બેય બાબત સર વચનીય અને અનિર્વચનીય છે અને આથીજ વેદવ્યાસે सर्वे न्याय युक्तिमत्वाद् विदुषां किमशोभनम् ॥ વિદ્વાનોનુ બધુ ન્યાયવાળુ હોયછે કેમકે યુક્તિને (યોજનાને) જાણનાર હોવાથી તેઓનુ શુ નઠારૂ હોય ? (કશુ નહિ) આ પ્રમાણે કહેલ છે

પુણ્ય-પાપ એઓ પણ પ્રકાશ આ પ્રકારરૂપ વસ્તુની સાથે સબધ રાખનાર હોવાથી બન્ને સુખરૂપ અને દુ ખરૂપ થાયછે જેમ ગરૂપનુ જીભને પ્રિય લાગવાથી અનુભવ સુખરૂપ છે છતાં પરિણામે દુ ખરૂપ થાયછે અને પથ્ય ઔષધ કડવુ હોવાથી ઉમને અણગમતુ

પ્રતિકૂલ દુઃખ જેવું જણાતાં છતાં છેવટમાં સુખરૂપ થાયછે આથી સર્વ એક વસ્તુ કહો કે બેરૂપે કહો પણ વધઘટપણાથી ગુણદોષ અને પાપ-પુણ્યની અનેક વ્યવસ્થાઓ થયેલી છે એ જેમ શાસ્ત્રસિદ્ધ છે તેમ અનુભવથી સિદ્ધ છે આથી વિશેષ જણાવવાની જરૂર નથી શબ્દને અર્થની એવી તો વિચિત્ર શક્તિ છે કે તે પોતાને લાગુ પડતાં બીજાને પણ લાગુ પડેછે જેમ રૂપ શબ્દ આકાર અર્થને મુખ્ય કહેનાર થઇ ગૌણપણે જ્ઞાન શબ્દના અર્થને કહેનાર થાયછે તેમ ચિદ્રૂપ શબ્દ મુખ્યપણે જ્ઞાનના અર્થને કહેનાર થઇ ગૌણપણે રૂપના અર્થને કહેછે આવી રચનાને લીધે સઘળું એક ને વિષયપરત્વે જુદું પણ કહેવાયછે એ વાત સૂક્ષ્મ વિચારવાળા જ્ઞાનીઓ ને તત્ત્વવેત્તાઓ જાણેછે ચિદ્વસ્તુ જ્ઞાનરૂપ છે ને જડ વસ્તુ મૂર્તરૂપ છે પણ તે બેનો લોક (પ્રકાશ) અલોક (આકાશ) રૂપે સાથે રહેવાથી નિત્ય સંબંધ છે માટે વધારોઘટાડો સુખદુઃખ સઘળું સાચું ને ખોટું એ પણ શ્રુતિને દષ્ટિઉપરજ આધાર રાખેછે શ્રુતિ ને માનનારા શ્રૌત અને દષ્ટિને મુખ્ય માનનારા સ્માર્ત કહેવાયછે અને આ વ્યાજ ક્રમથી વાણિયાના લોંકાગચ્છ ને તપાગચ્છના ભેદ થયા છે

વધવું ને ઘટવું દેખાવું ને નહિ દેખાવું, ને જન્મ ને પાતણું થવું તથા ઢંકાવું ને લાગું થવું આ ધર્મો જ્યારથી પ્રવર્ત્યાં ત્યારથી સંસાર થયો કહેવાય છે અને તે મહા સમાધિ ને મહા પ્રલયમાં નહિ હોવાથી કૈવલ્ય (એકતારૂપ) કહેવાણું સર્વ આચાર્યોએ કહેલ છે જેમ જડચેતન શબ્દથી ઓળખાતી વસ્તુ ચિતિ શબ્દની જુદાઇને ગ્રહણ કરે છે તેમ રૂપની જુદાઇને પણ પકડે છે આથી સુખ-દુઃખોની સમાનતા ને વિષમતા જણાઇ રહેવામાં કાંઇ અડચણ આવતી નથી કણાદમુનિએ ભાવ અને અભાવ બે પદાર્થ માની તેઓનું વધઘટપણું બતાવ્યું છે ને મોક્ષ પણ માનેલ છે તેનું કારણ એ કે એકમાં જુદી જાતની પૂર્ણતા છે અને બે મળવાથી જુદી જાતની વિશેષતા થાયછે તે રીતે સ્વરૂપને બીજાના સંગથી હાનિ પણ પહોંચે છે તેથી કૈવલ્ય માની છે ને બીજાથી* ભય થાય છે એમ વેદમાં વર્ણવેલ છે તેનું કારણ પણ કણાદ મુનિના અભિપ્રાય જેવું હોવાનો સંભવ છે એમ માની છે

અપૂર્ણ

---

* દ્વિતીયાદ્વૈ ભયં ભવતિ



# પાપાગ્નિકુંડ

લેખક—શ્રીયુત અદ્ભુત

પૃથ્વીસિંહ મહારાજ યશવંતસિંહના પુત્ર હતા. પ ગુણ અને વિદ્યામાં નિપુણ હતા. ઇરાન મિસર શ્યામ આદિ દેશોમાં પરિભ્રમણ કરી ચુક્યા હતા. તેઓ કેટલીક ભાષાના પંડિત ગણાતા હતા. તેમને એક બ્હેન હતી તેનું નામ રાજનંદિની હતું. તે જેવી સ્વરૂપવાન તેવી જ મૃદુભાષિણી ગુણસંપન્ના અને પ્રસન્નવદના હતી. કડવી વાત કહી કોઇનો જીવ દુખાવવો તેને ગમતો ન હોતો. પાપને તો તેની પાસે પણ આવવા નહોતી દેતી. તે વાતમાટે મહારાજ યશવંતસિંહની સાથે પણ વાદવિવાદ કરતી હતી અને જો અયોગ્ય કામ કરતી દેખે તો રોકવાને યથેષ્ટ યત્ન કરતી હતી. તેનો વિવાહ કુંવર ધર્મસિંહસાથે થયો હતો. તે એક દાન ડી જાગીરનો જાગીરદાર હતો તથા મહારાજા યશવંતસિંહજીનો સેનાધિપતિ હતો. ધર્મસિંહ બહુ ઉદાર અને કર્મવીર હતો. તેને યોગ્ય પાત્ર દેખીને મહારાજા યશવંતસિંહે રાજનંદિનીનો વિવાહ તેની સાથે કર્યો હતો અને તેઓ બન્ને વૈવાહિક જીવન અપૂર્વ પ્રેમથી વીતાડતા હતા. ધર્મસિંહ અધિક સમય જોધપુરમાં રહેતો હતો. પૃથ્વીસિંહ તેનો ગાઢ મિત્ર હતો, તેમનોમાં એવો પ્રેમ હતો કે જેવો ભાઇઓમાં પણ હોવો અસંભવિત હતો. જેવી રીતે બન્ને રાજપુત્રોને મિત્રતા હતી તેવીજ રાજકુમારીઓ પણ એકબીજાપર જાન દેતી હતી. પૃથ્વીસિંહની સ્ત્રી દુર્ગાકુંવર બહુ સુશીલ અને ચતુર હતી. નણંદ ભોજાઇમાં અણબનાવ હોવો એ લોક રીત છે પરંતુ આ બન્નેમાં એવો સ્નેહ હતો કે એકબીજા-વિના ચેન પણ પડતું ન હતું. બન્ને સ્ત્રીઓ સંસ્કૃતઉપર પ્રેમ રાખતી હતી.

એક દિવસ બન્ને રાજકુમારીઓ બાગમાં પરિભ્રમણ કરી રહી હતી તેવામાં એક દાસીએ રાજનંદિનીના હાથમાં એક પત્ર મુક્યો. રાજનંદિનીએ તેને ખોલ્યો તો તે સંસ્કૃત માલમ પડ્યો, તે વાંચીને તેણે દાસીને કહ્યું મોકલીદે. થોડીવારમાં માથાથી પગ સુધી ચાદર ઓઢેલી એક સ્ત્રી દેખાઇ. તેની ઉમ્મર ૨૫ વર્ષથી અધિક નહતી પણ તેનો રંગ પીળો હતો. વિશાળ આંખો શુષ્ક ઓષ્ઠો તથા ચાલમાં કોમળતા હતી. તેના શરીરનું બંધારણ મજબુત હતું. તેથી દેખાતું હતું કે સમયે તેના આવા હાલ કરી નાખ્યા છે. તે સ્ત્રી આશીર્વાદ કહીને ફરશપર બેસી ગઇ. રાજનંદિનીએ તેને નખશિખાંત નિ

હાળી અને પૂછ્યું "તમારૂં નામ શું છે?" તેણે ઉત્તર આપ્યો 'મને વ્રજવિલાસિની કહેછે'

"ક્યાં રહેછે?"

"અહિંથી ત્રણ દિવસના રસ્તાપર વિક્રમ નગર નામનું એક ગામ છે ત્યાં મારૂં ઘર છે"

"સંસ્કૃત ક્યાં ભણ્યા હતા?"

"મારા પિતાજી સંસ્કૃતના પંડિત હતા તેમણે મને શીખવ્યું છે"

'તમારા વિવાહ થયા છે કે નહિં?'

વિવાહનું નામ સાંભળતાંજ વ્રજવિલાસિની આંખેથી આંસુ પાડવા લાગી તે અવાજ સંભાળીને બોલી—

'આનો જવાબ હું કોઇ દિવસે આપીશ મ્હારી કહાણી બહુ દુઃખદાયક છે એ સાંભળીને આપને દુઃખ થાશે એથી કરીને આ સમય મને ક્ષમા કરો" આજથી વ્રજવિલાસિની ત્યાં રહેવા લાગી સંસ્કૃત સાહિત્યમાં તેનો ઘણોજ પ્રવેશ હતો તે રાજકુમારીઓને પ્રતિદિન રોચક કવિતાઓ સમજાવતી હતી તેના રૂપ રંગ તથા વિદ્યાથી ધીરે ધીરે રાજકુમારીઓના મનમાં પ્રેમ અને પ્રતિષ્ઠા ઉત્પન્ન થઇ એટલે સુધી કે રાજકુમારી તથા વ્રજવિલાસિનીનું ઉચ્ચનીચપણું દૂર થઇ ગયું અને તેઓ સાહેલીઓપ્રમાણે રહેવા લાગ્યા

(૨)

કેટલાક મહિના વીતી ગયા કુંવર પૃથ્વીસિંહ તથા ધર્મસિંહ મહારાજની સાથે અફગાનિસ્તાન ગયા હતા અને વિરહની ઘડીઓ મેઘદૂત તથા રઘુવંશ શીખવામાં જતી હતી વ્રજવિલાસિનીને કાલીદાસની કવિતામાં બહુ પ્રેમ હતો અને તેની કવિતાઓની એવી ટીકાઓ તથા બારિકીઓ કાઢતી કે રાજકુમારીઓ ચકિત થઇ રહેતી એક દિવસ સંધ્યાસમયે બને રાજકુમારીઓ ફુલવાડીમાં સ્હેલ કરતી હતી, તે વખતે વ્રજવિલાસિનીને લીલા ઘાસપર પડી પડી રડતી દીઠી રાજકુમારીઓનો તેની સાથે સ્નેહપૂર્ણ વર્તાવ તથા દિલાસો દેખીને તેની ખુબસુરતીમાં કાંઇક વધારો થયો હતો આ રાજકુમારીઓની સાથે આ પણ રાજકુંવરી જેવી દેખાતી હતી આ પ્રમાણે સુખ છતાં પણ તે બિચારી બહુધા રડ્યા કરતી હતી, તેનાં દિલપર એક એક એવી ખટક હતી કે તેને ઘડીભર પણ ચેન લેવા દેતી નહોતી રાજકુમારીઓએ તેને રોતાં દેખી કે તેઓ પણ પાસે બેસી ગઇ રાજનંદિનીએ તેનું મસ્તક પોતાના ખોળામાં રાખ્યું અને મીઠી મજાક કરીને કહ્યું—"સખી! તું ત્હારા દિલનો ભાવ હજી નહિં બતાવે? હજી પણ અમે પારકાં છીએ? તને એકલીને દુઃખની આગમાં બળતી અમે નથી દેખી શકતાં" વ્રજવિલાસિની અવાજ સંભાળીને બોલી

બ્હેન! હું અભાગિની છું મ્હારી કથા ન સાંભળો!

રાજ'—જો ખોટું ન લગાડો તો એ વાત પૂછું!"

વ્રજ—"શું? કહો"

રાજ— જો ગ તમો પહેલા પૂછ્યુ હતુ તમારા વિવાહ થયા છે કે નહિ?

રાજ— એનો જવાબ હુ દઉ? હજુ નથી થયા

રાજ— શુ કોઇ પ્રમાણી ફરગી હૃદયમાં છુપાય છે?

રાજ— ના બ્હેન! ઇશ્વર સાક્ષી છે!

રાજ— તો બ્હેન એટલી બધી ઉદાસ કેમ છો? શુ તેમનો આનદ ઉઠાવનારી જીવ કન્યા મરેછ?

રાજ— કુપાત્રસાથ તેમને પાન સ્થા

રાજ— હું નમનુ સ્થાન પ ક ક ીધ

નજવિલાસિની ઘણારા સમ ગઇ તે બોલી– બ્હેન! તે વાતોની ચર્ચા બધ ક ।

રાજ— હુ તમારા વિના કરીશ તમે નિાન જમચ્દત દીઠ છે

ન વિલાસિની– રાજકુમારી હું નતધારિણી છુ ારા નતને પૂર્ણ કરવુ તે આ જીવન નો ઉપ્દેશ છે

આ પ્રાણને નિભાવવામાટેજ જીવુ છુ નહિ તો જીવવાની કાંઇ ઇચ્છા હવે નથી રહી મારા પિતાશ્રી વિક્રમનગરના જાગીરદાર હતા મા ાસિવાય તેમને બીજુ કાઇ સ તાન નહેતુ તે મને પ્રાણથી પણ અધિક ચાહતા મારામાટેજ તેઓ સસ્કૃત ભણ્યા હતા તેઓ યુદ્ધવિદ્યામા નિપુણ હતા કે લીકવાર લડાઇઓમાં પણ નતા હત

એકવાર સધ્યાકાળે બધી ગાયો જ ગલમાથી પાછી ફરી રહી હતી હુ મારા દ્વારપર ઉભી હતી, એવામાં વાકી પાઘડી પહેરેલો તથા હથિયાર સજેલા એવો એ જુવાન ત્યા દેખાયો મ્હારી પ્યારી મોહિ જગલમાંથી આવી હતી તેનુ બચ્ચુ બરા પાછી રહ્યુ હતુ સયોગવશાત્ તે જુવાનને કેમ વાછરડાને લાગી ગાય તે જુવાનપ દોડી રજપૂત સાહસિક હતો તેણે વિચા કર્યો કે જો ભાગુ છુ તો કલક હોટે છે તુરત તલવાર ખુલ્લી કરી ગાય ખીજાણી તો હતી તેથી કાઇ રી નહિ મ્હારી આંખ સામે મ્હારી વ્હાલી ગાયને તે રજપુતે મારી નાખી જોતાજોતામા સેકડો આદમી તેના હઇ ગયા અને આમતેમ બોલવ લાગ્યા એવામાં મારા પિતાજી આ યા તેઓ સધ્યા કરવા ગયા હતા તમણે જોયુ કે દ્વારપર સેકડોની ભીડ લાગી રહી છે ગાય તરફડી રહી છે બચ્ચુ રાડો પાડી રહ્યુ છે પિતાજીનો સાદ સાંભળીને ગાયે તેમના ત ર જોયુ દ્રષ્ટિ એવી દયાજનક હતી કે તેથી મ્હારા પિતાજીને ક્રોધ ચ યો તે ગા તેમને પણ વ્હાલી હતી તે તાણીને બો યા મારી ગાય કોણે મારી છે? નવજુવાન લ જવા શિર ઝુકાવી બોલ્યો– મે

પિતાજી— તમે ક્ષત્રિય છો?

રજપૂત—હા

પિતાજી— તો કહો ક્ષત્રિયની સાથ હાથ મેળાવશો?

રજપૂત તપી ગયો— કોઇ ક્ષત્રિય આવી જાય

હજારો આદમી ઉભા હતા કોઇની હિ મત ન ચાલી એ દેખી પિતાજીએ પોતાની તલવાર ખેચી બ ન્નેની તલવારો ચા

લવા લાગી, પિતાજી ઝુકા હતા ઉંડો જ ખમ પડયો પડી ગયા, તેમને ઉપાડીને લોકો ઘર લાવ્યા, તેમનો ચહેરો પીળો પડી ગયો હતો, આંખેથી ક્રોધની ચિતાગ્નિ નિકળી રહી હતી હું ગતી રોતી તેમની પાસે ગઇ અને દેખીને બધા માણસોને દૂર ખસવાનો સંકેત કર્યો જ્યારે અમે એકાંતમાં રહ્યાં ત્યારે તેમણે મને કહ્યું "એમ! તું રજપૂતની કન્યા છે?"

હું—"જી હા

પિતાજી—"રજપૂત વાતના જબરા હોયછે

હું—'જી હા

પિતાજી—'આ રજપૂતે મારી ગરદનો જાન લીધો છે, એનો બદલો ત્હારે લેવો પડશે

હું—'આપની આજ્ઞાનું પાલન કરીશ"

પિતાજી—'જો મારો પુત્ર જીવતો હોત તો હું આ વાત તમારા ઉપર ન નાખત'

હું—"આપની જે આજ્ઞા છે તે હું માથા સાટે પૂરી કરીશ'

પિતાજી—"તું પ્રતિજ્ઞા કરેછે?

હું—'જી હા

પિતાજી—"એ પ્રતિજ્ઞાને પૂરી કરીશ'

હું—'જ્યાંસુધી મ્હારું ચાલશે ત્યાંસુધી નકી આ પ્રતિજ્ઞા પૂરી કરીશ'

પિતાજી— આ મ્હારી તલવાર તે જ્યાં સુધી આ તલવાર તે રજપૂતના કલેજામાં ન મારે ત્યાં સુધી ત્હારે ભોગવિલાસ ન કરવો".

અપૂર્ણ

## મિત્રોને

મંદાક્રાન્તા

જાશે ત્હારી ખુબસુરતી, શોર જાશે અનેરૂ
જાશે ત્હારી વચનપટુતા ને વળી દિલ પ્યારૂ
રે! રે! મિત્રો મુજપર કદી વેરશો ના સુપુષ્પો
જો વેરો તો કુદરતતણા, મા શું શૃંગાર થાશો
તે ઇશ્વરની પ્રતિકૃતિ ગણ થાય એ નાશ રહેનો,
મ્હારો આત્મા સહી નહિ શકે નાશ એ પુષ્પકેરો
મ્હારા મિત્રો! મુજપર કદી અશ્રુઓ ખેરશો ના
એ તો વ્હાલાં પ્રભુ ચરણમાં હોય સહુ અર્પવાના
વ્હાલાં મારા મરણ પછી, કોને નહીં સાર મળશે
તે તો અગ્નિઉપર દહશે, ને પછી ખાક થાશે
જો કોને એ મુજમરણથી થાય કંઇ શોક દિલે
તો ઓ દાના, પ્રશસ્તવનથી ચિત્ત શાંતિ ભરી લે

અદ્ભુત—નઠવાણુ

નવનિધિ નામની શ્રીયુત પ્રેમચંદની વાર્તાઓથી અનુવાદ

# કેળવણીવિરૂદ્ધ વર્ગનામની સોસાયટી

લેખક--શ્રીયુત "સ્નેહયોગી" ધુલીઆ-ખાનદેશ

( ઇંડિયન-રિવ્યુ નામક માસથી પ્રગટ થતા માસિકના જુનાઇ સને ૧૯૧૮ ના અંકમા એક વિનોદી લેખ પ્રગટ થયેલો છે આ લેખના લેખક મિ સૈયદ મહમદ શાહ નામના બેરિસ્ટરછે લેખ અતિ મનન પૂર્વક વાચવા લાયક છે એક વક્તાની વક્તૃતાતરીકે લેખની કલ્પના યોજવામા આવેલી છે તેમા કલ્પના કરેલી છે કે આ દેશમાં એક સોસાયટી છે અને તે સોસાયટીનો મુખ્ય ઉદ્દેશ શિક્ષણ-પ્રચાર વિરૂદ્ધ ઉપાયો ઉપસ્થિત કરવા આ સોસાયટીએ એક સ્થળે પોતાની લીગના અંગભૂતોની સભા ભરી પોતાના ઉદ્દેશને સાનુકૂળ એક મહાશયને સભાપતિતરીકે સ્થાપિત કર્યો હતો આ સભાપતિએ પોતાના વ્યાખ્યાનની એક પીચ ઘડી ની તે સ્પીચ સ્ટેજઉપર વાંચી બતાવી હતી શ્રીયુત સૈયદ સાહેબના લેખમાં આ સભાપતિના વ્યાખ્યાનનો રિપોર્ટ શુ થવામાં આવેલો છે પ્રિયવાચક! તે રિપોર્ટનો હિંદીભાષામાં સરસ્વતી નામક માસિકના અનુવાદ શ્રીયુત દેવીદત્ત શુક્લના હસ્તથી થયેલ છે તો ગુજરાતી ભાષાના સાહિત્યપ્રેમિબંધુઓ! તમો પણ ઉત્કંઠાથી આ ગુજરાતી અનુવાદતરફ પોતાનું લક્ષ દોરશો )

મહાશયો!

આજની સભાનું પ્રમુખસ્થાન તમો ભાઇઓએ મને પ્રદાન કરી મ્હારૂં જે સમાન કરેલુછે તે માટે તમો ભાઇઓનો હું અંતઃકરણપૂર્વક આભાર માનુંછુ હું સારી રીતે સમજુ છુ કે આજની સભામાં મનેજ શામાટે સભાપતિનું સ્થાન પ્રદાન કરવામાં આવ્યું? પ્રત્યુત્તરમાં એટલુંજ કહેવું બસ થશે કે મારા નામની પાછળ વિશ્વવિદ્યાલયની એક પણ ડિગ્રીનું પૂછડું લાગેલ નથી આજકાલના અધિકારી વર્ગના લોકોના નામની પાછળ અંગ્રેજી ભાષાના મ્હોટા મ્હોટા અક્ષરો લગાડેલા જોવામાં આવેછે તે ઉપરથી મ્હારી ખાત્રી થાયછે કે તે લોકોએ વિશ્વવિદ્યાલયની ડિગ્રી પ્રાપ્ત કરેલી છે ઉપરોક્ત અંગ્રેજી અક્ષરોની ડિગ્રી મ્હારા નામની પાછળ એક પણ લાગેલી નહિ હોવાથીજ આપ સર્વ ભાઇઓનું લક્ષ મ્હારા તરફ આકર્ષાયેલુ હોવુ જોઇએ બસ એ સબળ કારણને લીધેજ આજે હું આ સભાના સભાપતિનું માનનીય પદ પ્રાપ્ત કરવા ભાગ્યશાળી નિવડ્યો છુ જ્યારે હું મારી જીવનયાત્રાના પવિત્ર નન્યકનુ સ્મરણ કરૂછુ ત્યાર તે મ્હારી વિગત જીવનયાત્રાના પવિત્ર ન

ચક્રમાટે મારા દર્શનની સીમાજ રહેતી નથી કારણ કે તે જીવન-યાત્રાના પરિવર્ત્તન-ચક્રેજ અને એ વિશ્વવિદ્યાલયના મહાન ખાડામા પડવાનો યોગ આવવા દીધો નથી—પડતા બચાવી લીધોછે મ્હારી પક્કી ખાત્રી છે કે જો કદાપિ એ વિશ્વવિદ્યાલયની મે એકા ડિગ્રી મેળવી હોત તો આજની આ સભાના સભાપતિતરીકેનું માન મને મળવા પામ્યુ હોત નહિ, આ સિવાય એક અન્ય પણ કારણ છે તે એજ કે તમારામા પ્રશંસનીય સ્વાભાવિક મૂર્ખતા ડગલે ડગને ભરતી દૃષ્ટિ ગોચર થાયછે આ બે કારણોને લીધેજ આ જની સભાના સભાપતિતરીકે હું તમારી સમક્ષ અત્યારે ઉપસ્થિત થવા પામ્યો છુ ખરૂ પુછો તો આ સભાના સભાપતિનું સ્થાન સ્વીકારવાથી મ્હારા શિરઉપર એક જાતની ભારે જવાબદારી આવી પડતી છે તે જવાબદારીનો ભાર એજ છે કે, આ સોસાયટીના મુખ્ય ઉદ્દેશને તમો સાધારણ વ્યક્તિસમૂહ સામે મ્હારે ઉપસ્થિત રહીને સમજવો જોઇએ આ જવાબદારી ઉપાડવામાટે મ્હારા જેવી અજ્ઞાન વ્યક્તિ અશક્ત હોય તે નિસંદેહ મારે કબુલ કરવુ જોઇએ પરન્તુ એટલુ તો હું કબુલ કરીશ કે, જો કદાપિ આ કાર્ય મારા કરતા કોઇ વધારે અજ્ઞાન વ્યક્તિને સોંપવામાં આવ્યુ હોત તો તે ઘણી સહેલાઇથી પાર ઉતારી શકત મારો દૃઢ વિશ્વાસ છે કે, તમો ભાઇઓ તમારી સોસાયટીના મુખ્ય ઉદ્દેશના ખરેખર પુષ્ટ-પોષક છો, જેની સિદ્ધતાને માટે આ સોસાયટીની સ્થાપના થયેલી છે આવી દશામાં તમો ભાઇઓ મારા શિક્ષણ સમ્બન્ધની ન્યૂનતા તેમજ મારી અલ્પ બુદ્ધિતરફ દૃષ્ટિપાતસરખો નહિ કરો અતએવ હું ઉત્સાહિત બનીને મારા શિરઉપર આવી પડેલી જવાબદારીનો ભાર ઉપાડવા તૈયાર થઉંછુ

"મારા શિરઉપર આવી પડેલા કાર્યની અનુકુળતા અત્યારે ઘણીખરી વધી ગયેલી છે કારણકે વિરોધિ શક્તિઓએ આ દેશમાં ચારે દિશાએ આપણા વિરૂદ્ધ ગરબડ મચાવી દીધેલી છે અને તેનુ પરિણામ એટલે સુધી આવવા પામ્યુ છે કે, દેશની પ્રત્યેક વ્યક્તિ આધુનિક શિક્ષણપ્રચારની વૃદ્ધિને વાસ્તે એક પગે તૈયાર થઇ ગયેલ છે જરા આગળ વધીને કહુ તો આ આખો દેશ આધુનિક શિક્ષણપ્રચારની વૃદ્ધિને માટે ઉપયુક્ત સ્થાન બની ગયેલ છે આ બાબતની અગાઉની હું સમાલોચના કરીશ કે, જેનાથી આ દેશમા શિક્ષણપ્રચારના પક્ષવાદીઓએ ઉપરોક્ત ગરબડ મચાવી દીધેલી છે—આધુનિક શિક્ષણપ્રચારની ગરબડ ઉપસ્થિત કરેલી છે હું આ સ્થળે એક અગત્યની બાબત જણાવવા માગું છુ કે આપણી આ સોસાયટીના જેવીજ "જનતા-અજ્ઞાન વર્દ્ધક" નામની એક સંસ્થા આ દેશમાં સ્થપાયેલી છે તે સંસ્થા અને આ સોસાયટી બન્નેનું સામ્ય એટલે સુધી છે કે, જાણે આ બન્ને એકજ બાપની દીકરીઓ ન હોય! આ એક મા-બાપની દીકરીઓનો ઉદ્દેશ એકજ હોય તે નિર્વિવાદ છે 'જનતા-અજ્ઞાન-વર્દ્ધક' સંસ્થા આજ કેટલો સમય થયો પ્રતિષ્ઠિત થયેલી હતી કે લોર્ડ મે

કાલે સ ૧૮૭૫માં શિક્ષણ-વિધાયક પોતાનો મ તવ્ય સિદ્ધાંત પ્રસિદ્ધપણે લખ્યો હતો તેમાં આ સંસ્થાનો ઉલ્લેખ કરવામાં આવેલો હતો પરંતુ, ૧૮૫૪ માં સરદેનરીના ખરડાથી ઉપરોક્ત સંસ્થાની ઉન્નતિ થવામાં અડચણો આવવા લાગી ત્યારથી લોર્ડ કર્જનના શાસન કાળસુધી તેની સ્થિતિ ઝાઝી સજીવ રહી શકી નહિ કિંતુ હા, તેના સમયમાં-શાસન-કાળમાં તે સમાજે પુનર્જીવનનાં ચિહ્નો પ્રગટ કરવાનો આરંભ કર્યો હતો, અને ત્યારથી તે સંસ્થા એક સમુન્નતિશીલ સંસ્થાજેવી બની ગયેલી છે આ દેશમાં તે સંસ્થાના અનેક શક્તિશાળી સંરક્ષક પણ બનેલા છે તે સમાજ અને આપણી સમાજના કામ કરવાની પદ્ધતિનો ફરક છે આપણે આપણી સમાજના અંગભૂત રોગની વૃદ્ધિ થવાનાં કારણોની આડ આવવાનું કામ કરીએ છીએ અને રોગની વૃદ્ધિના કારણો ઉપસ્થિત થવાનો સમય શોધીએ છીએ અર્થાત્ આપણી કાર્યપ્રણાલી એજ છે કે શિક્ષણવૃદ્ધિને માટે જે જે ઉપાયો યોજવામાં આવેછે તે તે યોજનાઓનો સમૂળો નાશ કરવાની ચેષ્ટામાં અમે પૂર્ણ દત્તચિત્ત રહીએ છીએ આતો આપણો કાર્યની પદ્ધતિની વાત થઇ હવે આપણા ઉદ્દેશનું સામ્ય ધરાવતી સંસ્થાનો કંઇક ઉદ્દાપોહ સાંભળો તે સંસ્થાના અંગભૂતો દેશની જેવી સ્થિતિ છે-મૂર્ખતાનું જેવું અખંડ રાજ્ય છે તેની સમુન્નતિ કરવા માગેછે તેઓની કાર્યપ્રણાલીનો એ ચરમોદ્દેશ છે આ પ્રમાણે આ બન્ને સંસ્થાઓના પ્રયત્નનું અંતિમ પરિણામ એકજ આવેછે તેના-અજ્ઞાન-પ્રવર્દ્ધક સમાજ આપણી સંસ્થાકરતાં પ્રથમ જ મેલી છે સ્થાપિત થયેલી છે અતએવ તે સમાજનું ગૌરવ આપણી સમાજકરતાં વધુ પ્રમાણમાં છે, તેનું આપણી સમાજે કદાપિ પણ ન માની લેવું જે આદર્શને નજરસામે રાખી આ આ દોલનને પૃથતા ન (?) કરવામાં આવેલી છે અને શિક્ષણની ઉન્નતિમાં અડચણ પહોંચાડવાને માટે, આ સંસ્થાએ જે સંસ્થાના રૂપને ધારણ કરેલું છે એ બન્ને સંકાળથી અહિંઆ સુધી કે અત્યંત પ્રાચીન સમયમાં પણ જ્યારે જ્ઞાનોદયરૂપિણી જ્ઞાનદક જવાળા પ્રાચીનસમયની અજ્ઞાનતાના નિબિડ અંધારોમાં પણ છુપાયેલી હતી માનવ જાતિને ઉન્નત બનાવી રહેલ હતી

ભારતના પ્રાચીન ઐતિહાસિક દૃષ્ટાંતોથી અમોને ઘણો ઉત્સાહ-પ્રોત્સાહન મળી શકેછે તે ઐતિહાસિક દૃષ્ટાંતોથી એ વાત સિદ્ધ થાયછે કે સાક્ષાત-ખરેખરા લોકનેતાઓએ પણ ઘણા પ્રાચીન સમયમાં પણ શિક્ષણના વિસ્તૃત પ્રચારથી પેદા થનાર હાનિઓને પૂર્ણ પૂર્ણ સમજી લીધેલી હતી

અપૂર્ણ.

# दैवीजीवन–मासिकपत्र

**સંપાદક—પંડિત શ્રી માધવશર્મા**

**જીવનને** પરમ સુખમય અને અતિશય બનાવનારા વિવિધ લેખો શ્રીભગવદ્‌ગીતાનું વિવેચન શ્રીભગવદ્‌ગીતાનો ઉપદેશ મહાત્માઓની પ્રસાદી ભક્તોનાં ચરિત્રો અને સનાતન ધર્મના સિદ્ધાન્તોનું સ્પષ્ટીકરણ કરનારા જુદા જુદા વિદ્વાનોના લેખો આ માસિક પત્રમાં પ્રકટ થાયછે સંપાદક પોતે સનાતન ધર્મ ભારત માર્તંડ શ્રી દ્વિજ વૈષ્ણવધર્મપતાકા વગેરે માસિકોના પ્રથમ તંત્રીપદ કર્યું છે અને સનાતનધર્મના પોતે ઉપદેશક હોવાથી ભારતના ભિન્ન ભિન્ન પ્રદેશોમાં ભ્રમણ કર્યું છે અને સંસ્કૃત બંગાળી મરાઠી હિંદી અને ગુજરાતી ચાર ભાષાઓનું જ્ઞાન અને વિપુલ વાંચન હોવાથી આ પત્રને તેઓ ઉત્તમ પ્રકારનું બનાવવા પ્રયત્નશીલ છે ખંભાળિયાની શ્રીભગવદ્‌ગીતા વિદ્યાલયના અધ્યક્ષ છે અને શ્રીભગવદ્‌ગીતાના પોતે ખાસ અભ્યાસી અને અનુરાગી હોવાથી આ માસિક પત્ર શ્રીભગવદ્‌ગીતાને આધારેજ ચલાવાયછે તેથી દરેક સજ્જન ગ્રાહક થવા ભલામણ છે આ માસિકપત્રને પ્રેમથી વાંચેછે **૧ ૯૭૭ના આ** **પાનથી નવીન આરંભ થાય છે** પાછળના અંકોની નકલ હજુ શીલીકે છે તો નવીન ગ્રાહકોને તે મળી શકશે વાર્ષિક મૂલ્ય મનિઓર્ડરથી મોકલતા ૩-૦-૦ વિદેશમાટે વા મૂ ૫-૦-૦ વાર્ષિક મૂલ્ય વી પી થી મોકલતાં ૩-૪-૦ પોસ્ટેજ સાથે



# श्रीभक्तचरितामृत

**પ્રયોજક—પંડિત શ્રી માધવશર્મા**

શ્રીભગવાનના ભક્તોના ચરિત્રો ત્રિવિધ તાપને દૂર કરે છે શ્રીભગવદ્ ભક્તોના ચરિત્રો શ્રીપ્રભુ પ્રેમને વધારે છે શ્રીભગવદ્ ભક્તોનાં ચરિત્રો વિપત્તિમાં ધૈર્ય પ્રદાન કરે છે શ્રીભગવદ્ ભક્તોનાં જીવનને આદર્શ બનાવે છે અને શ્રી ભગવદ્ ભક્તોનાં ચરિત્રો પ્રભુ સાથે સંબંધ જોડાવે છે તેથી ભક્તોના ચરિત્રો વાંચવા વંચાવવા સાંભળવા અને મનન કરવા એ જીવે માટે હિતકારી સમજી અમોએ અનેક ભક્તચરિત્ર સંબંધી ગ્રંથોનું દોહન કરી નવીન પદ્ધતિ પ્રમાણે વર્તમાન ભાષામાં તૈયાર કર્યાં છે જેની સંખ્યા ઘણી મ્હોટી છે

આ ચરિત્ર સંગ્રહમાંથી ભક્તચરિતામૃતને પ્રથમ બિંદુ શ્રીમાન્ ભક્તરાજ ગોકુળદાસજી ભાગુજીની ઉદારતા અને પ્રધાન સહાયતાથી પ્રકટ કરવાનો પ્રબંધ કર્યો છે આ પ્રથમ બિંદુના પ્રથમ ગ્રાહક થનાર ભક્તજનોના નામો ગ્રંથમાં પ્રકટ કરવા વિચાર છે તો જેમણે જેટલી નકલની જરૂર હોય તેમણે તેના રૂપિયા પ્રથમથી મોકલી આપવા પ્રથમથી ગ્રાહક થનાર માટે મૂલ્ય રૂ. ૧-૦-૦ પાછળથી રૂ ૮-૦ નલો ગ્રાહક પતી જ છપાશે તેથી ગ્રાહક થવા ઇચ્છનારા સજ્જનોએ સત્વર જણાવવું

સર્વ પ્રકારના પત્રવ્યવહાર કરવાનું ઠેકાણું—

વ્યવસ્થાપક "દૈવીજીવન"
મુ. ખંભાળિયા—(જામનગર)

## વિશ પરિચ્છેદ.

### ગુપ્ત શત્રુ

તે દિવસે સંધ્યાકાળે પ્રમોદ પગપાળો યામિનીનાથના ઘરતરફ આવતો હતો. ધીમે ધીમે ચોરંગીનો દીપમાળાશોભિત રસ્તો છોડી ભવાનીપુરમાં પ્રવેશ કર્યો. ટાવરમાં ટન ટન કરતા આઠના ટકોરા થયા.

ગલિ દીપમાળથી ઉજ્જવલિત નથી. રાજપથ લગભગ ગલિઓનોજ બનેલો છે. ગલીમાં દૂર દૂર ફાનસો બળે છે પણ તેનો પ્રકાશ ગલીના અંધકારને હટાવી શકતો નથી. રસ્તાની બાજુપર એવો મોટી હવેલીઓ અને નાનાં ઘરો અંધકારથી ઢંકાઇ ગયાં છે. ફક્ત આકાશમાં નક્ષત્ર ઝગારે છે અને નીચે એકમે આગિઆ પોતાની પાંખો ચમકાવી રહ્યા છે. અટ્ટાલિકાની ઉઘાડી બારિઓમાંથી ઘરમાં બળતા દીવાઓનો પ્રકાશ દેખાય છે. એ અંધકારમય રસ્તામાં માંહે માંહે કુતરાંઓ શોર પાડી શાંતિનો ભંગ કરી પ્રમોદની પાસે થઇ દોડ્યાં જતાં હતાં. વખતે માથાપરથી નિશાચર પક્ષી કર્કશ અવાજ કરતાં થોડીવારને માટે ચિંતામગ્ન પ્રમોદની ચિંતાને ઉડાડી ચલ્યાં જાય છે. રસ્તામાં થોડા લોકોનો અવરજવર થાય છે પરંતુ અંધકારમાં તેને ઓળખવા એ મુશ્કેલ થઇ પડતું હતું. વળી પ્રમોદ પણ તેઓને ઓળખવા ઉત્સુક હતો નહિ. તે અંધકારમયી રજનીમાં કોઇ પણ દિશાતરફ નજર ન નાખતાં ચાલ્યો જતો હતો. એકાએક તેના વિચાર ભંગ થયા. પિસ્તોલના શબ્દથી ચમકી તે ઉભો હતો કે તુરત બે માણસો તેની પાછળ થઇને દોડયા ગયા. તેથી તેને સમજાયું કે ભાગનારાઓએ પોતાના તરફજ ગોળી ચલાવી હતી. તેઓ અંધકાર હોવાથી ક્યાં ગયા તે સમજાયું નહિ પરંતુ તેને જણાયું કે એક મોટા ઘર પાછળ તેઓ છુપાઇ ગયા હતા. તે ચોકીદાર [illegible] શબ્દ કરી ઉઠયો.

તે વખતે ચોકીદાર સાહેબ રસ્તાઉપર ઉભા ઉભા સ્વપ્નમાં સજ્જન સાહેબની ઉગ્ર મૂર્તિ જોતા હતા. પ્રમોદે આવી તેને ધક્કો માર્યો કે તુરતજ તે મારથી ફરી ઉઠયો અને સલામ કરી આંખો ચોળતો ચોળતો ઘણીજ બહાદુરીથી લાકડી ઉપાડી. પ્રમોદ બોલ્યો દેખતા નહિ હો, કોન હમકો આ રહેકો પિસ્તોલ ચલાયા, ઔર તુમ ખાલી નિંદ કરતે હો.

ચોકીદાર ગભરાઇ બોલ્યો નેઇ બાબુસાબ, ઓ કોઇ લડકા પટકા ચલાતા [illegible] નેઇ.

પ્રમોદ—નેઇ નેઇ ઓ પિસ્તલકા અવાજ હમને શુના—અભી જલદી હમારી સાથ આઓ. પિસ્તલવાલા ભાગકે ઓ બડા કોઠીકી અંદર ઘુસ ગયા હોગા. જલદી હમારી સાથ આઓ.

ચો—ચલિયે સાબ લેકિન ઓ કોઠિકા ભિતર ઓ—અલ્લા! અલ્લા!—આપતો ચલિયે.

"જલદી હમારી સાથ આઓ" બોલી પ્રમોદ ઉંચે મુખે ચાલ્યો. ચોકિદાર પણ

આવ્યો, પરતુ કોનકે, 'કોનકે કરતો કરતો ત્રામડા ફ ાવી ઇ ધીમે પગલે પ્રમોદની પાછળ આ યો

જે ધરતી પાછળ ભાગનારાઓ છુપાઇ રહ્યા હતા પ્રમોદ તેજ સ્થાને દોડી ગયો ત્યાં નજર કરતાં તેને જણાયું કે તે બગ લાનો પાછળનો ભાગ છે પ્રમોદે કોઇને જોયુ નહિ, પરતુ ત્યારે પણ ફરીથી બ દુ કનો અવાજ થયો અને થોડેદૂર બે મનુ ષ્યો ભાગી જતા હોય તેમ જણાયું ભાગ ત્વાત્ આ વખતે પણ ગોળી પ્રમોદથી એ ક ફુટ દૂરથી ચાલી ગઇ અને તે બગલાની ભીત સાથે જોરથી અથડાઇ પરતુ પિસ્તોલ તેને મારેજ છોડાયછે તે બાબતમાં પ્રમોદને જરા પણ શક રહ્યો નહિ આથી પ્રમોદ આશ્ચર્યચકિત થઇ ત્યાંજ થભી ગયો પણ થોડીવાર પછી પાછો ભાગનારા મનુષ્યોની પાછળ પડયો આમ તેમ જોતાં કોઇપણ જોઇ શકયો નહિ વળી ફરીથી તેજ બગલાના પછ વાડાના બાગતરફ આ યો ત્યાં પણ કોઇને ન જોતાં બગલાને ચક્કર મારી તેના મુખ્ય દ્વાર પાસે આવી ઉભો રહ્યો ત્યા આવતા તેણે જોયુ કે બગલામા દીવો બળેછે પરતુ દ્વાર બધછે, બારણાં ઠોકવાથી એક ઓતીઆવાસી એ દ્વાર ખોલી જવાબ આપ્યો બાબુજી સાહેબ! બગલાનું ભાડુ ૫૦ રૂપીઆ પડશે" પ્રમોદે એના મિસ્થી બગલામા ચારેતરફ જોયું પરતુ કોઇને ન જોતાં 'ધર કઇ કા મનું નથી" એમ કહી ઘરમાંથી નીકળી ગયો ચાલતાં ચાલતાં જરા દૂર ગયો ત્યારે તેણે એક પિસ્તોલ પકડેલ વ્યકિતને એક ગલીમાં જતી જોઇ, તે વ્યકિતના ઉપર ગલીના ફાનસનો પ્રકાશ પડવાથી પ્રમોદે તેને જલદી ઓળખી લીધી દૂ બીજી કોઇ નહિ પણ હિરણકુમારજ હતો ઓળખતાંજ તે ચમકી ઉઠયો આ શુ! હિરણકુમાર હાથમાં પિસ્તોલ રાખી આમ દોડાદોડી કરી ગલીમા શામાટે ચાલ્યો ગયો! હિરણકુમારે શુ પ્રમોદને મારી નાખવાનો પ્રયત્ન કર્યો હતો? અવસ્થાના ઇદ્રજાળથી પ્રમોદના મનમાં આ સશયે પ્રવેશ કર્યો પરતુ તે વિચાર કરવા લાગ્યો-'પરતુ તેમ કેમ બની શકે! હિરણ મને શામાટે મારે? મે તેનુ શુ બગાડયુ છે? મને મારવાથી તેને લાભ શુ? હુ જાણુ છુ કે હિરણકુમાર મને જોઇ ખુશી નથી, તે મા ટેજ તેણે મુકદમામાં અન્યાયી રીતે મારો દડ કર્યો છે, પરતુ તેથી મારો પ્રાણ લેવા તૈયાર થાય એ તો અસભાવિત છે, હુ પણ તેને જોતાંજ ગુસ્સે થાઉંછુ-તેને જોતાંજ મા, આખુ શરીર સળગી ઉઠેછે, પરતુ તે માટે તેનો પ્રાણવધ કરવાની ઇચ્છા તો દૂરજ રહી પરતુ તેનું જરા પણ અનિષ્ટ કરવાની ઇચ્છા પણ મને તો થતી નથી ના ના, તેમ થઇ શકે નહિ આવો નકામો સદેહ ક્ષણ કાળ પણ લાવવો જોઇએ નહિ તેના હાથમાં પિસ્તોલ હોવાનાં હજારો કારણ છે એમ પણ હશે કે જે વ્યકિતએ પિસ્તોલ છોડી તેજ વ્યકિતના હાથમાંથી તેણે પિસ્તોલ છિનવી લીધી હોય શુ તે સભ વિત નથી? આટલી થોડીવારમા શુ તેણે ગુનેહગારને પકડયો હશે? જ્યારે ચારતરફ

યા—તું જાણતો નથી મારેજ આમ કહે છે તુ જાણે છે કે હિરણ્યકુમાર સન્યાસીનો સબંધી છે?

પ્ર—ના

યા—નીરજાને નહ જવા વખતે સન્યાસી હિરણ્યકુમારને સાથે લઈ ગયો હતો તે વખતની વાતચીતપરથી મેં જાણ્યું કે હિરણ્યકુમાર તને કેટલો ધિક્કારે છે પ્રમો નીસાસો નાખી બોલ્યો 'ત્યારે શું સન્યાસી નીરજાને લઈ ગયો?

યા—હા હું હમણાં જ તેને સ્ટેશને મુકી આવ્યો

પ્ર—ત્યારપછી?

યા—હિરણ્યની રૂબરૂમાં સન્યાસીએ તારી પ્રશંસા કરી એટલુંજ નહિ પણ તને પોતાનો જમાઇ કરવાની ઇચ્છા જણાવી આથી હું બોલ્યો કે હા પ્રમોદ સર્વ પ્રકારે નીરજાને યોગ્ય છે આ વાતથી હિરણ્ય ગુસ્સે થઇ ગયો અને તારા ચારિત્રપર કેટલાએ અપવાદ મુકવા લાગ્યો તે કેટલુંએ બોલ્યો તો તેથી વધારે ગુસ્સે થઇ ગયો, અમે બે જણા મારામારીપર આવી ગયા હોત પણ છેવટે તકરાર વધતી જોઇ હિરણ્ય ચાલ્યો ગયો આ વાતપરથી હું જાણી શકું છું કે તેણેજ આ કાર્ય કરેલું હશે તે પછી સન્યાસીએ મને સાંભળ્યું કે હિરણ્ય નીરજાની સાથે વિવાહ કરવા ધારે છે આ પરથી તું ધારતો નથી કે તેના રસ્તામાં તું કંટક જેવો થઇ પડ્યો છે, માટે તે તને મારી નિષ્કંટક થવા ધારે છે

પ્રમોદ આ વાત સાંભળી સ્તંભિત થઇ ગયો કારણ મળવાથી તેના મનમાંનો સંશય દૂર થઇ ગયો કારણવિના કોઇપણ તેને મારે એ વાત તેના મનમાં ઉતરતી નહોતી તે વાત હવે મને ઉતરી ગઇ તે હિરણ્યને સંપૂર્ણ શું હેગારધારી બોલ્યો A Scoundrel તેનું તો મેં કંઇજ બગાડ્યું નથી પરંતુ તે નાનપણથીજ મારી સાથે શત્રુતા કરતો આવ્યો છે'

યામિની બોલ્યો— મારૂં શરીર તો ક્રોધથી કંપે છે મને તો એમ લાગે છે કે ક્યારે વખત આવે ને તે પાખંડીને સજા કરૂં? ખુનનો આરોપ મુકી તેનાપર ફરિયાદ કર

પ્રમોદ બોલ્યો—'આવી વાતમાં ફરિયાદ કરવા જાઉં તો હુંજ હસાઉં પણ હું તેમ તો નહિ કરૂં'

યામિનીનાથે ઘણી યુક્તિ કરી પરંતુ પ્રમોદ ફરિયાદ માંડવાને તૈયાર થયો નહિ પરંતુ યામિનીનાથના ઘણાજ આગ્રહથી છેવટે પ્રમોદ બોલ્યો હિરણ્ય મારતી વિરૂદ્ધમાં એવું એક પણ પ્રમાણ નથી કે જેથી ફરિયાદ થઇ શકે તેના હાથમાં પિસ્તોલ હતી તેમ કહી શકાય પરંતુ તે વખતે કોઇ સાક્ષી ન હોવાથી તેથી તે વાતનો અસ્વીકાર કરી શકે

યા—જ્યારે પ્રમાણ ન મળવાથી તેને સજા ન થાય તે ખરી વાત, પરંતુ ખુન કરવાના આરોપપરથી તેને કોર્ટમાં જવું પડે અને તે સજા બરાબર થશે

પ્રમોદ બોલ્યો—ના તેમ કરવું નથી, તેના અપમાન સાથે મારૂં પણ અપમાન થાયજ

નજી હું હારી જાઉં તે તો ઘણુંજ ખરાબ વાત આ કરતાં હિરણને ઓળખી તેની સાથે કામ ન પાડવું એ સારૂં છે

કોઇપણ રીતે ન ફાવી શકવાથી યામિની નાથે તે પ્રયત્ન પડતો મૂક્યો ધીમે ધીમે બીજી વાતો થવા લાગી પ્રમોદના મનમાં નીરજાની વાત રમી રહી હતી તે નીરજાની જ વાત કરવા ચાહતો હતો પરંતુ નીરજાનું નામ મોંપર આવતાંજ શરમાઇ જતો નીરજાની સાથે મેળાપ કરવા તે એક દિવસે સંધ્યાકાળે યામિનીનાથને ઘેર આવ્યો હતો પરંતુ યામિનીનાથ ઘેર ન હોવાથી તેને હતાશ થઇ પાછું જવું પડ્યું હતું પ્રમોદ તે વાત પણ યામિનીને કહી શક્યો નહિ ખરે ખરી વાત તો એ હતી કે તેનો અંતરાત્મા તેના હૃદયમાંથી પોકારી ઉઠતો હતો કે યામિનીનાથે નીરજાનો ઉદ્ધાર કર્યો છે નીરજા યામિનીસાથે પરણશે તેમાં તારો કંઇજ અધિકાર નથી તેને ચાહતો હો તો તે વાત મનમાં રાખ પ્રગટ કરીશ નહિ થોડીવાર રહી પ્રમોદ બોલ્યો—

સંન્યાસીનો મારાપર સંદેહ નથી તે વાત સાંભળી મારા પરથી જાણે મોટો ભાર ઉતર્યો હોય નહિ તેમ લાગે છે

યામિનીનાથ તેને જે ખબર દેવાનો અવસર ખોળતો હતો તે આ વાતમાં સુયોગ જાણી બોલ્યો—ભાઇ ! તને અત્યારસુધી એક વાત કહી નથી સંન્યાસી પ્રત્યુપકાર સ્વરૂપ નીરજાને મારા હાથમાં સોંપવા ધારે છે મેં તેને કહ્યું કે હું નીરજાને યોગ્ય નથી પ્રમોદજ તેને યોગ્ય છે તોપણ તે તો મનેજ પોતાના જમાઇતરીકે પસંદ કરેછે

આ વાત સાંભળી પ્રમોદ કંપી ઉઠ્યો આ વાત તેના હૃદયમાં તીરની પેઠે ખુંચી ગઇ પરંતુ પોતાનું શરીર સંભાળી લેવાનો પ્રયત્ન કરી વિચારવા લાગ્યો યામિની નીરજાનો સ્વામી થાય તે તો સારી વાત છે જો પ્રમોદ નીરજાને બરાબર ચાહતો હોય તો આનાથી તેને આનંદજ થવો જોઇએ આ પ્રમાણે મનને યુક્તિદ્વારા સમજાવવાનો પ્રયત્ન કરી મનમાં નક્કી કર્યું કે ગમે તેટલું દુઃખ થાય પરંતુ ભવિષ્યમાં તે પોતાની સ્વાર્થમય ઇચ્છાનો ત્યાગ કરી નીરજાના સુખમાંજ સુખી થવાનો પ્રયત્ન કરશે પરંતુ બુદ્ધિ અને આકાંક્ષા બંને સ્વતંત્ર વસ્તુ છે લગભગ બધે સ્થળે તે બંનેમાં વિરોધ થાય છે અને ઉભયની તાડનાથી હૃદય ક્ષતવિક્ષત થઇ જાયછે આ વાત સાંભળ્યાપછી તે એવો નિરંતર અન્યમનસ્ક નિરુત્સાહી થઇ પડ્યો કે હજારો પ્રયત્ન છતાં તે આગળની માફક વાતચીત કરી શક્યો નહિ એક તરફ મનને સમજાવવાનો પ્રયત્ન અને બીજી તરફ હૃદયના હજારો ઉચ્છ્વાસના તરંગ વહેવા લાગ્યા પ્રમોદની આંખમાં ગંભીર વિચારનો ભાવ જણાતો હતો છતાં હોઠપર કષ્ટથી નિકળતા શુષ્ક હાસ્યનો આભાસ જણાતો હતો જો કે તે હૃદયનો ભાવ ઢાંકવા જોરથી હસતો હતો પરંતુ અનિચ્છાના તે મૌખિક હાસ્યથી તેનો વિષાદ ભાવ દ્વિગુણ પ્રકાશિત થતો હતો અનેક પ્રયત્નો કરતાં

જ્યાં તેનો તે મોનભાવ ભગ્યો નહિ ત્યારે તેણે તે સ્થળે વધારે વખત રહેવાનું યોગ્ય ધાર્યું નહિ યામિનીનાથ પાસેથી, રજા લઇ તે આવ્યો

બહાર આવી પ્રમોદે ચારેતરફ જોયુ, તેની આંખ બધે અંધકાર જોવા લાગી પૃથ્વીપર જાણે માણસો નથી, આકાશમાં જાણે ચંદ્ર નથી, તારા નથી, વાદળા નથી સ્વર્ગ–મૃત્યુ અને લોકમાં જાણે ભયંકર અંધકારસિવાય બીજુ જણાતુ નથી, પ્રમોદ હવે બહિર્જગતમાંથી અંતરના અંતરતમ પ્રદેશમાં જોવા લાગ્યો તો તેને જણાયુ કે હૃદયમાં પણ તેજ ભયંકર અંધકાર સિવાય બીજુ કંઇજ નથી

આ વાત બન્યા પછી ત્રણ ચાર દિવસે કનકના એક પત્રપરથી પ્રમોદે જાણ્યુ કે સુશીલા માથાના રોગથી પટકાઇ પડી છે આ ખબર સાંભળી પ્રમોદ તેજ રાત્રે રેલગાડીમાં અલાહબાદ જવાને તૈયાર થયો ગાડીમાં યામિનીનાથની સાથે તેનો મેળાપ થયો, તેની પાસેથી તેણે સાંભળ્યુ કે સંન્યાસીએ યામિનીનાથને કાનપુર બોલાવ્યો છે તેણે યામિનીનાથને એક દિવસ અનાહબામાં રહી જવાનું કહ્યુ યામિનીનાથનો નિશ્ચય હતો કે સંન્યાસી પોતાસિવાય બીજા કોઇને નીરજાને પરણાવવાનો નથી તેથી તેણે પ્રમોદનું નિમંત્રણ સ્વીકાર્યું

---

# એકવિંશ પરિચ્છેદ

## ભય.

સુશીલાના મ વારપહેલા જે વાત બની હતી તે અમે આ પ્રકરણમા કહીએ છીએ કનકની સજાના ૧૨ દિવસ પૂરા થયા ન હોતા રાત્રિ અંધકારમયી છે આકાશ વાદળાથી ઘેરાઇ ગયુ છે અવિશ્રાંત વૃષ્ટિ પડયા કરે છે અને માહેમાહે મેઘની ગર્જના પૃથ્વીને કંપાવી મૂકે છે એ વખતે દીવાનગરના એક અંધારા ઓરડામાં બાલિકા કનક સૂતી છે એકાએક વજ્રનાજેવા શબ્દનીજેમ ચમકી જાગી ગઇ અંધકાર હોવાથી બીની જરા અજવાળુ આવે એમ વિચારી બિછાનાઉપર બેઠા બેઠા પોતાનો હાથ લંબાવી ભીંતપરની બારી ઉઘાડી તરતજ તેના કાનમાં સુમધુર સંગીત ધ્વનિએ પ્રવેશ કર્યો તેણે સાંભળ્યુ—

ઝરમર ઝરમર વૃષ્ટિ વરસે—સખીરે,
વિરહી નયન પ્રાય ગળે છે શ્રાવણ–ધાર
કેવી જવળે મર્મજવાળા હોલાવુ કેમ તે
ઘુરઘુર ગર્જ ને ગર્જે નવીનઘન,
ચળકે દામિની વિકાસે

એજ વખતે વળી એકવાર વજ્રના જેવો ભયંકર શબ્દ થયો તરતજ સુશીલાએ ઓરડામા પ્રવેશ કર્યો આવા ભયંકર તોફાનના વખતમાં કનક એકલી તેના અંધારા ઓરડામાં સૂતી છે તે વિચારથી સુશીલા દુખી થઇ હતી, પરન્તુ તેણે મનને એમ સમજાવ્યુ હતુ કે કનકના પોતાના દોષથી આ સજા ભોગવવી પડી છે તેમા હું શું

કરૂ ? પછી જ્યારે એકવાર મ ધ્વનિથી ઘર કંપી ઉઠયું ત્યારે સુશીલાના મનના પાપા શુન્ય અકસ્માત ગુણસહિત ગી ગયા સુશીલાને બીક લા ી કે કદાચ આ વ પાત કનકના ગૃહમાંજ થયો હોય તે ચાકુળે ચિત્ત દોડી મનમા વિચારવા લા । હુજ કનકની હત્યાકારી છુ મા । િમિત્તથીજ વ ધાને કનકનું મૃત્યુ થયું દ્વાર આવી આવતાં આવતાં તેણે જોયુ કે જાણે તે વીજળી થી ળીની મધ્યમાં ન ની મા ઉભી ઉભી કહે છે કે તમેજ આ કનકને મારી નાખી તમારી કઠોરતાથી તેનું જીવન નિ નષ્ટ થયુ સુશીલાએ ત તરફથી મોઢ ફેરવી લીધુ અને કનક કનક બોલતી બોલતી તેના ઘરતરફ દોડી ધા જઇ જોયુ તો ક કને પથારીપર બેઠેની જોઇ તેને ઘણી જો તેના જીવમા જીવ આ ો બધા દોષ ભુલી ગઇ તેણે હૃદયથી ઇશ્વરને સુ ન કર્યું દ્વારમા તે વખતે વળી ગીતધ્વનિએ તેના કર્ણમા પ્રવેશ કર્યો

સમજી શકી તે આ યો નહિ

ગાયન સાંભળવામાટે સુશીલાએ કાન આ ા પરંતુ ગાન બંધ થઇ ગયું ગાયક ક્યાં ગયા છે તે જોવામાટે તે બારી આગળ આવી પરંતુ કઇ જોઇ શકી નહિ કેવલ સુખરવ જાહ્નવી નદીના તરંગ દૃષ્ટિએ તે અંધકારમધ્યે પણ તેના નયને જણાયા કાંઠે મનુષ્યનું ચિહ્ન પણ જોઇ શકી નહિ પરંતુ તેને લાગ્યું કે ભીંતની પછીત તરફ ગીતધ્વનિ ઉત્પન્ન થાય છે ચોથીવાર પછી તે સાંભળવા લાગી

ચિરદિન ચિ નિદ્રિ જાગરણે ગઇ છુ મિટિ
તેના વિરહમાંહે ધરીને આશાની િરંગુ

ગાયન સાભળતા સુશીલાનું માથુ ફરવ લાગ્ય તના મનમાં કે ઠીએ ભૂતકાળની વાતો આવી ગઇ તે । પ્રકાશ બાળપણુન સુખદુઃખ પર્યા તેના મનમાં ઉ મ પામવા લા યા સુશીના આશ્ચર્ય પામી તે ગાયન ફરીફર સાભળવામાટે વાટ જોઇ રહી રતુ કોઇએ ગાયન ગાયુ નહિ પરંતુ તેજ ભીંતની પાસે એક માણુસને આવતો જોયો ધીમે ધીમે તે પાસે આવતો ગયો એજ સમયે વિદ્યુતના ચળકાટમાં તે વ્યક્તિને તેો પુરેપુરી જોઇ સુશીલા પણ તેને પૂરી રીતે જોઇ શકી તેઓના નયનો મળ્યાં તે બીજ સુશીલા મૂર્છિત થઇ વાયુના ઝપાટાથી વૃક્ષ પડી જાય તેની માફક ભૂમિપર પડીગઇ

# શ્રી કૃષ્ણનો સંદેશો

અને

# ગુજરાતની કસોટી



મોંઘવારી પતનતા હાડમારી નિર્ધનતા અને વિપત્તિના પંજામાં જકડાઇ ગભરાઇ અહીં તહીં નહાસતા ભારત બાળકો અને સ્ત્રી પુરૂષોને એ સુણી અવાજ

ગભરાઓ નહી દુઃખદલનનો સરળ ઉપાય એક જ છે કે તમે તમારા બાળકોને બ્રહ્મચર્યપાલન સાથી વાર્મિક નાતક આધ્યાત્મિક સામાજીક અને ઔદ્યોગિક શિક્ષણ આપો

## ગુજરાતમા સૌથી પહેલુ સાહસ

નર્મદા નદીના પવિત્ર નારાઉપર ભૃગુપુર ઋષિનિવાસ જમાનાને જરૂરનું ઉપયોગી આશ્રમ

સાઠ બ્રહ્મચારીઓને રહેવાની વીસ ઓરડીઓ આશ્રમની મધ્યમાં કુવો સડકપર પશુઓને પાણી પીવામાટે અવેડો અને મનુષ્યોમાટે નળ તથ ઓરીસ ભાગનાં બાંધકામના નામો નોંધાય છે ઇશ્વરે તમને શક્તિ આપી હોય તો આ સોનેરી તક તમે કદીપણ ગુમાવશો નહી

ધન નિત્ય હેતુ નથી તેથી તેનો સદુપયોગ કરી નીચેના જરૂરના સાધનોમાથી આપ ગમ્યુ કામ પરમાર્થ દષ્ટિથી કરી શકશો એનો વિચાર કરી સત્વર નીચેને ઠેકાણે પત્ર વ્યવહાર કરશોજી

| | |
|---|---|
| મુખ્યાચાર્ય ભવન | ઉપાચાર્ય ભવન (બે) |
| વ્યાયામશાળા | સંગીતશાળા |
| સરસ્વતી મંદિર | કોઠારી ભવન |
| સાહિત્ય ભવન | પાકશાળા |
| ભોજનશાળા | કુંડ ૨૯ |
| કોઠાર | કુવાનું ઓવારા |

ઉપર મુજબનાં સાધનોની જરૂર છે આશા છે કે ગુર્જર ધનિકો પોતાનો ઉદાર હાથ લંબાવી આ સંસ્થાને મજબુત બનાવશે

મંત્રી, ભૃગુપુર ઋષિનિવાસ

ભરૂચ.

# કમ દામ! કમ દામ!!

કેવળ એકજ માસ માટે



અમારૂ ન્યુ મોહીની ફ્લુટ જો કે સાગુનની લાકડીનું બનેલ ઘણુજ સુંદર અને મજબુત હોવાથી સર્વે દેશોની રાગણી અને આમોહવા સારૂ અનુકૂળ છે ગેરટી ત્રણ વરસ મૂલ્ય સીંગલ રીડ ૫ ૧૦ હમણાં ૨૫–૩૦ ડબલ રીડ ૮૦ ૮ હમણા ૪૦, ૫૦ હાથને પગથી વગાડવાનું ડબલ રીડ ફોલ્ડીંગ સ્પાતી દામ ૬૫ ૯૦ ૧૨૫ આરડર સાથે ¼ કીમત, અગાઉથી મોકલવી અને પાસેના સ્ટેશનનું નામ સાફ લખવુ પત્તો—પરશીયન કંપની પોસ્ટ બોક્સ 414 (J J) કલકત્તા

કમ દામ! કમ દામ!

કેવળ એકજ માસ માટે



અમારે ત્યાંના નવે તરહના ઘડિયાલ વણા સુન્દર અને મજબુત અને બજાર કરતાં ઘણાં સસ્તા આપીએ છીએ પરીક્ષા કરવા ચુકવું નહિ નિકલ સિલ્વર વોચ કિંમત ૪॥ ≈ રેલ્વે રેગ્યુલેટર રૂ ૧૦ નીકલહાકની ૧૦ વોચ ૧૨ ચાંદીનુ ન્હાના સાઇઝના વોચ ૮॥ ગોલ્ડ ગિલ્ટ ઓપન ફેસ વોચ ૧ હંટીંગ ગોલ્ડ ગિલ્ડ ૧૧, નિકલ રિસ્ટ વોચ આમડાસ્ટ ૮, ચાંદીનું રિસ્ટ વોચ ૧૮ અકેરોજી વોચ ૧૫ દરેકોઇ ઘડિયાલ સાથે ૧ સાંકડી સાથે લે નારને એક ઘડિયાલ મફત આપીએ છીએ

## પોકેટ પ્રેસ



વેર બેઠે પોતાના લેટર કાગળ બિલ વગેરે લખવા છાપવાને જોઇએ તો અમારા પોકેટ પ્રેસ અંગ્રેજીમા છે તે મંગાવવુ જોઇએ છા પવાનું સમાન સાથે કી ૩॥ ૪॥

પત્તો—સેન્ચુરી વોચ એજન્સી,
૨૫ મદનમિત્ર લેન(A)—કલકત્તા.

હાલના આ કાળા કહેરના સમયમાં
નિરાધાર થએલાં



અને આ મ્હારો ન્હાનકડો ભાઇ

**પૈસેજ શ્રીમંત નહિ**
પણ
**દિલના એ શ્રીમંતના**
ખરી
**સુંવાળની ગેઝીના પૈસાએ**
**કરેલા દાનથીજ**
**ગયા છીએ**

કેવળ
**ધનનાજ શ્રીમંત નહિ**
પણ
**દિલના ખરા શ્રીમંતો**
જરૂર
**નની સાચી શ્રીમંતાઈ**
બતાવી

અમારા જેવાં અનેક અનાથોને
બચાવો

**રોજની જમણમાં હમને**
ભૂલતા ના,

તમારે જરૂર લખો—

**મંત્રી—હિંદુ અનાથાશ્રમ,**
નડીઆદ

Special Notice

Dr S. K. Burman's Renowned patent Medicines

| *Name of medicines* | Rs | as | *Name of Medicines* | Rs | as |
|---|---|---|---|---|---|
| Camphor — | 0 | 6 | Plague Prev Pills ( S ) — | 0 | 12 |
| Asthma Cure — | 1 | 8 | Purgative Pills — | 0 | 9 |
| Ague Cure ( L ) | 1 | 0 | Oil Peppermint — | 1 | 2 |
| Ague Cure ( S ) | 0 | 10 | Peppermint Flower — | 0 | 12 |
| Sar aparilla | 2 | 8 | Es of Pudina — | 0 | 12 |
| Saniline | 1 | 8 | Chlorodyne — | 0 | 8 |
| Chr Conorrhœa Mixt | 2 | 0 | Do 12 Phials | 5 | 8 |
| Anti Syphilitic Mixt | 2 | 0 | Sample Box — | 2 | 0 |
| Kola Tonic | 1 | 4 | Skin Cure — | 0 | 12 |
| Goitre Liquid | 0 | 6 | Pink Syrup — | 1 | 0 |
| Goitre Mixt | 1 | 0 | Female Cure — | 1 | 8 |
| Goitre Ointment | 0 | 10 | Tooth-ache Cure — | 0 | 8 |
| Pain Healer | 1 | 4 | Pure Castor Oil — | 0 | 12 |
| Cough Cure ( L ) | 1 | 4 | Oil Santal — | 0 | 14 |
| Cough Cure ( S ) | 0 | 10 | Oil Ajwan — | 0 | 8 |
| Ear Drops | 0 | 6 | Oil Ginger — | 0 | 12 |
| Ring worm Oint | 0 | 6 | Oil Anisi — | 0 | 6 |
| All Heal Oint | 0 | 8 | Oil Cinnamon — | 0 | 12 |
| Washing Tablet | 0 | 2 | Oil Cloves — | 0 | 8 |
| Tonic Pills | 1 | 4 | Oil Lemon — | 0 | 6 |
| Anti Malarious Pills | 0 | 10 | Oil Lavender — | 0 | 14 |
| Anti Dyspeptic Tablet | 1 | 8 | Oil Cajput — | 0 | 12 |
| Quinine Tablet | 0 | 14 | English Ther — | 3 | 0 |
| Antalgic Tablet | 0 | 12 | Urdu Ther — | 3 | 0 |
| Plague Prev, Pills ( L ) | 1 | 2 | Hindi Ther — | 3 | 0 |

Dr S K BURMAN *Post Box No 554 CALCUTTA*

---

# तमाम दरदो उपर जर्मनीनी जीत

જર્મની સાયન્સમાં કેટલું આગળ વધેલું છે એ આજે એક નાનું છોકરું પણ જાણે છે, થોડા વખત ઉપર તેણે **જીવન રસાયન વિદ્યાની** એવી શોધ કરી છે કે જેથી કોઈપણ મનુષ્ય કોઈપણ રોગને ડાક્ટર કે વૈદની ગરજ વિના પોતાની મેળે મટાડી શકે છે લાખો મનુષ્યોને આ વિદ્યાથી લાભ થયો છે આ સંબંધમાં जीवनरसायणविद्या अथवा प्रत्येक मनुष्य स्वतः वैद्य એ નામના ગુજરાતી મરાઠી તથા હીંદી (મૂલ્ય ૧।।-૦-) તથા અંગ્રેજી (મૂલ્ય રૂ ૨-૦-) પુસ્તકો અમે બહાર પાડેલા છે વૈદ્ય અને ડાક્ટરોને પણ આ શોધ ઘણી ઉપયોગી છે પુસ્તક પસંદ ન પડે તો બીજે દિવસે પાછું મોકલતાં પૈસા પાછા આપીએ છીએ — **જીવન રસાયન** (Bio chemistry) ના સંબંધમાં તમારે જે કંઈ જોઈએ તે સર્વ અમારે ત્યાંથીજ મળી શકશે

**જીવન રસાયન દવાઓ**—તમામ પ્રકારની દવા તથા જરૂરી સામાન અમારે ત્યાંથી મળી શકે છે એજંટોને સારું કમીશન મળે છે

જે પી પંડિત એન્ડ કો.—વડોદરા.

## — વિષયાનુક્રમ —





ગ્રાહકોને વિનતિ ક રવામા આવેછે કે તેઓએ ચ ત લવાજમ તુ ત મોકલી આપવા મેહે બાની કરવી કે જેથી ફરી આવતો અ ક વી પી થી મોકલવો ન પડે

મેનેજર—'અ કુશ જામનગર

ૐ

# અંકુશ.

ANKUSH

પુસ્તક પાંચમું || અષાડ ૧૯૭૮ || અંક ૮ મો

## दुर्जन स्वभाव

ઉપજાતિ છંદ

દુરૂપના ભૃત્ય બની રહેલા, વિક્રમના વેનવિષે વહેલા
સુકૃત્યકેરી સડકે ન ચાલે આક્ષેપ થૈને નળો ટુચાવે ૧

શાન્તિ ક્ષમા આર્જવ માર્દભાવ, પવિત્ર પેહારાપગે નિભાવ,
ભલાગુણો એ હિતરૂપ જાણ્યા તેથી નહે દૂર કૃતાકૃતાગ્યા ૨

કામની દાનત છાડકેઠી પાળી ન દેખે પરપેટ પેઠી,
ભજે સદા સ્વારથ ગત્રુ પાપી નાશ નહેઠે પરમાર્થ કાપી ૩

પ્રપંચમંચા ચપવે ચડાવી, લે પારકા જીવનને પડાવી
વિચારસંચાર સમુદ્રપારે માર્ગે અરે! દુષ્પાપ વધારે ૪

ગોકળદાસ રામકૃષ્ણ—જામનગર

# સદ્‌ગત રા રા કલ્યાણરાય જેઠાભાઈ બક્ષીના જીવનનો સંક્ષિપ્ત અહેવાલ

લેખક—શ્રીયુત વસંતરાય હરિશંકર વછરાજાની એમ એ એલ એલ બી —જામનગર.

**માતાપિતાની ઓળખાણ**

આ પ્રભાવશાળી પુરૂષનો જન્મ મોરબીમાં સને ૧૮૫૮ માં થયો હતો પ્રખ્યાત વૈષ્ણવ પરમ મહેતાના તેઓ પૌત્ર વશજ હતા અને તેમના પિતાએ મોરબી રાજકોટ, માંગરોળ, વઢવાણવગેરે રાજ્યમાં સારી નોકરી બજાવેલી હતી એટલુજ નહિ પરંતુ મોરબીના દિવાનપદે નીમાયા હતા જો કે એ દિવાન પદઉપર હાજર થયા પહેલાં તેમનું અવસાન થયુ હતું સદ્‌ગતનુ મોસાળ વઢવાણના ઝાલા કુટુંબમાં છે જે કુટુંબ લાંબી મુદતથી વઢવાણ સ્ટેટની નોકરીમાં પેઢીદરપેઢી નોકરી કરતા આવેછે આમ તેમના બન્ને પક્ષ કુળવાન અને આબરૂદાર હતા

**બાળપણ**

નોકરીને અંગે તેમના પિતા સદ્‌ગતની દોઢ વર્ષની ઉમ્મરે રાજકોટ આવ્યા એટલે બનાવાસે રાજકોટમાં તેમની તે વખતની ઉચ્ચ કેળવણીનો લાભ થયો પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય' એ કહેવત તેમના સંબંધમાં સાચી ઠરી નાની ઉમ્મરમા પણ તેમની છાપ બીજાઉપર પડતી અને તેમની હાજરીથી વડીલવર્ગ પણ દબાતો તેમના બાળપણના એકાદ બે કીસ્સા જાણવા યોગ્ય છે તેઓ પોતેજ આ વાતો કહી સંભળાવતા

સાત વર્ષની ઉમ્મરે એક વખતે તેમને આંબાઉપરથી કેરી તોડવાની વૃત્તિ થઇ માળીએ આ જોયુ અને એક તમાચો લગાવ્યો બીજાઓની બાબતમાં આ સાધારણ પ્રસંગ ગણાય પરંતુ સદ્‌ગતની બાબતમાં તો તે વિરલ પ્રસંગ નીવડ્યો તે ક્ષણથી તેમણે જીંદગીપર્યંત ચોરી કરવાનો વિચારસરખો પણ નહિ કરવાની દૃઢ પ્રતિજ્ઞા લીધી તેઓ કહેતા કે તે ગુના માળીનો હુ હમેશા ઉપકાર માનું છઉં જ્યારે એ માળી સામો મળેછે ત્યારે હુ શરમથી માથુ નીચુ નમાવુછુ જો કે તે માળી તો મને ઓળખતો પણ નહિ હોય ખાસ ઉચ્ચ સંસ્કાર વગર માત્ર સાત વર્ષની વયે બનેલા એક કેવળ સાધારણ પ્રસંગની આવી ઉંડી છાપ પડે અને તે જીંદગીપર્યંત મક્કમ રહે એ સદ્‌ગતના ઉચ્ચ અંતરાત્માનું સૂચન કરી શકેછે

એક બીજો બનાવ પણ નોંધવાલાયક છે એક વખત રા રા ના ગવર્નર સાહેબ પધારેલા ત્યારે તેમના મામાએ સૌ બાળો

# સદ્‌ગત રા રા કલ્યાણરાય જેઠાભાઈ બક્ષીના જીવનનો સંક્ષિપ્ત અહેવાલ

લેખક—શ્રીયુત વસંતરાય હરિશંકર વછરાજાની એમ એ એલ એલ બી —જામનગર

**માતાપિતાની ઓળખાણ** આ પ્રભાવશાળી પુરૂષનો જન્મ મોરબીમાં સને ૧૮૫૮ માં થયો હતો પ્રખ્યાત વૈષ્ણવ પરમ મહેતાના તેઓ સીધા વંશજ હતા અને તેમના પિતાએ મોરબી રાજકોટ, માંગરોળ, વ વાણાવગેરે રાજ્યમાં સારી નોકરી બજાવેલી હતી એટલુજ નહિ પરંતુ મોરબીમાં દિવાન રીકે નીમાયા હતા જો કે એ દિવાન પદઉપર હાજર થવા પહેલાં તેમનું અવસાન થયુ હતુ સદ્‌ગતનુ મોસાળ ન વાણાના ઝાના કુટુંબમાં છે જે કુટુંબ લાંબી મુદતથી વ વાણા સ્ટેટની નોકરીમાં પેઢીદરપેઢી નોકરી કરતા આવેલ છે આમ તેમના બને પક્ષ કુળવાન અને આબરૂદાર હતા

**બાળપણ.** નોકરીને અંગે તેમના પિતા સદ્‌ગતની દોઢ વર્ષ ની ઉમ્મરે રાજકોટ આવ્યા એથી અનાયાસે રાજકોટમાં તેમની તે વખતની ઉચ્ચ કેળવણીનો લાભ મળ્યો પુત્રના લક્ષણ પારણામાંથી જણાય એ કહેવત તેમના સંબંધમાં સાચી ઠરી નાની ઉમ્મરમાં પણ તેમની છાપ બીજાઉપર પડતી અને તેમની હાજરીથી વડીલવર્ગ પણ દબાતો તેમના બાળપણના એકાદ બે કીસ્સા જાણવા યોગ્ય છે તેઓ પોતેજ આ વાતો કહી સંભળાવતા.

સાત વર્ષ ની ઉમ્મરે એક વખતે તેમને આંબાઉપરથી કેરી તોડવાની વૃત્તિ થઈ માળીએ આ જોયુ અને એક તમાચો લગાવ્યો બીજાઓની બાબતમાં આ સાધારણ પ્રસંગ ગણાય, પરંતુ સદ્‌ગતની બાબતમાં તો તે વિરલ પ્રસંગ નીવડ્યો તે ક્ષણથી તેમણે જીદગીપર્યત ચોરી કરવાનો વિચારસરખો પણ નહિ કરવાની દૃઢ પ્રતિજ્ઞા લીધી તેઓ કહેતા કે તે બુઢા માળીનો હુ હમેશાં ઉપકાર માનું છું જ્યારે એ માળી સામો મળે છે ત્યારે હુ શરમથી માથુ નીચુ નમાવુ છુ જો કે તે માળી તો મને ઓળખતો પણ નહિ હોય ખાસ ઉચ્ચ સંસ્કાર વગર માત્ર સાત વર્ષ ની વયે બનેલા એક કેવળ સાધારણ પ્રસંગની આવી ઉંડી છાપ પડે અને તે જીદગીપર્યત મક્કમ રહે એ સદ્‌ગતના ઉચ્ચ અંતરાત્માનું સૂચન કરી શકે છે

એક બીજો બનાવ પણ નોંધવાલાયક છે એક વખત રાજકોટમાં ગવર્નર સાહેબ પધારેલા ત્યારે તેમના મામાએ સૌ બાળકો

જોને મેલાવડો જોવાની તક મળે તેટલામાટે રાજકુમાર કોલેજમા બધુને લઈ જવાનું મા ખુસને ફરમાવ્યુ સદ્ગતે કહ્યું કે આમ ત્રણ નગર તો હુ નહિ જાઉં કોઈએ કહ્યું કે આવો મેલાવડો જોવાનો પ્રસગ તમને કયારે મળશે? જવાબ મળ્યો કે જ્યારે મારી લાયકાતમુજબ હુ રીનિસર આમ ત્રણનો હકદાર થઈશ ત્યારે હુ તેવા મેલાવડા જોઈશ તેઓ એનાવ ામા ન ગયા તે નજ ગયા પ્રમાણિકતા અને આત્મશ્રદ્ધાના અકુરો તે વખે પણ આમ પ્રત્યક્ષ ફુટી નીકળ્યા હતા

**અભ્યાસ**

અંગ્રેજી ત્રીજા ધોરણસુધી તેમનો અભ્યાસ મદ ચાલતો હતો તેઓ તોફાની વિદ્યાર્થી ઓની ગણનામાં હતા અને તેમના પિતાને તેમના અભ્યાસમાટે બહુ ચિતા રહેતી આવામા તેમને એક એવા શિક્ષકસાથે યોગ થયો કે તેમનુ વિદ્યાર્થીજીવન પલટાઈ ગયુ તેમના પિતાની ભલામણથી આ શિક્ષકે તે મને સુધારવાનુ માથે લીધુ તે શિક્ષકે જોયુ કે દબાવીને કામ લેશુ તો બધો ઘાટ બગ ડશે, તેથી તે એમનો મિત્ર બ યો અને એ રસ્તે તેણે આ વિદ્યાર્થીનું ચિત્ત અભ્યાસમા ચોટાડયુ એક વખત એક બાબતમાં મન ચોટાડે ત્યારે તેમા છેવટસુધી અન ય ચિત્તથી વળગી રહી આરપાર જવાની કોશીષ કરે એ સદ્ગતનો વાભાવિક ગુણ હતો અને તે પ્રમાણે તેમના અભ્યાસમાં પણ થયુ બસ એક વખત ચિત્ત ચાટયુ તે ચોટયુ ત્યારથી તે મેટ્રીકની પરીક્ષા પાસ કરી ત્યાસુધી વ ર્ગમા તેમણે પ્રથમજ સ્થાન રાખ્યુ અને ઈ સ ૧૮૭૭ માં મેટ્રીકની પરીક્ષામા આખા ગુજરાતમા તેમનો નબર પહેલો આવ્યો તે વખતના હેડમાસ્તર રા રા ઉત્તમરામભાઈએ તેમની લાયકાતમાટે ઉંચો મત દર્શાવ્યો છે

## નોકરીની શરૂઆત.

**મોરબી.**

અભ્યાસ પૂરો કરી તેઓ પ્રથમ મોરબીમા એડમીનીસ્ટ્રેટર રાવબહાદુર શંભુપ્રસાદ લક્ષ્મીલાલના હાથ નીચે માસિક રૂ ૭૦ ત્રીસના પગારથી હેડ ક્લાર્કતરીકે અને ૧૮૭૮ મા નીમાયા. તારીખ ૧૫-૧૨-૧૮૭૯ સુધી આ કામ કર્યું આ કામ દરમ્યાન કચ્છ મોરબી બાઉન્ડરી કમીશનમા તેમણે સારૂ કામ બજાવ્યુ તે બદલ સર હોરમસજી વાડીયાએ ઘણું ઉંચુ પ્રમાણપત્ર આપેલ છે સર હોરમસજી વાડીયા જોડેનો સબધ આ તારીખથી શરૂ થયો તે જીદગીપર્યંત ચાલ્યો

આ અરસામા તેમના પિતાનુ મૃત્યુ થયુ જેથી મોટા કુટુબની જવાબદારી તેમના ઉપર આવી પડી ધૈર્યથી અને ભાઈઓના અનુકરણીય સપથી આ મુશ્કેલીમાથી તેઓ પાર ઉતર્યા

**રાજકુમાર કોલેજ**

પિતાના અવસાન પછી મોરબીનુ વાતાવરણ પ્રતિકૂલ થવાથી તે નોકરી છોડી તેઓ રાજકુમાર કોલેજમા અને ૧૮૭૯ મા જોડાયા આંહી નખ્યાત સાધુ ચરિત મી ચેસ્ટર મેકનોટન સાહેબની તેમણે ઘણી સારી ચાહના

મેળવી આ સાહેબ હરહમેશ તેમનાં આખા કુટુબઉપર ખાસ મમતા રાખતા રાજકુમાર કૉલેજની નોકરીમા તેમના ઉચ્ચ દરજાના બીજ રોપાયાં અહીંતેઓ માગરોલના નામદાર શેખ સાહેબ ગોંડલના નામદાર ઠાકોર સાહેબ છકર મહારા ન નામદાર કેસરીસિંહજી વિગેરેના પ્રસગમાં આ યા આ રાજવીઓ ઉપર તેમણે સારી છાપ પાડેલી એમ ભવિષ્યમા સાબીત થયુ

**માગરોળ**

રાજકુમાર કૉલેજમાંથી તેઓ માગરોલની નોકરીમાં સને ૧૮૮ માં જોડાયા રે ા રાજ્યની નોકરીનો પાયો અહીંથી ન ખાયો જે કામ માથે લે તેમા તદાકાર બની જવાનો તે મનો સ્વભાવ પહેલ વહેલો ખાસ કરીને અહીં પ્રદર્શિત થયો જુનાગઢ–માગરોળની ગામોની વહેચણ બાબતના હ ટર કમીશનમાં તેમણે મે સીતારામ પડિત બાની ટર સાથે માંગરોળતરફથી કામ કયુ આ કામમા તે મણે ? શ્રમ ઉઠા યો અને ? કાય દક્ષતા બતાવી તેની સાક્ષી અત્યારે પણ માંગરોળ રાજ્યની હદનો એકે એક પત્થર પુરી રહ્યો છ મે હ ટર સાહેબે પણ તેમને માટે ઘણો સારો અભિપ્રાય દર્શા યો આ પ્રસગમા સ્થિતિ એટલે સુધી ગભીર બનેલી કે કમીશન પૂરૂ થવા વખતે એલોટમે ટ મજુર રાખવામાં વાધો પડયો છેવટે તેમણે પોતાના જોખમ ઉપર સહી કરી એલોટમે ટ માગરોળમાટે લીધુ આ બાબતની કદર નામદાર મરહુમ શેખ સાહેબને કેટલીક મુદત બાદ આવી થઈ

**ગોંડલ**

સને ૧૮૮૬ મા તેઓ ગોંડલ રાજ્યના જેઠ વકીલ રા ૨ ૦ ના પગારથી નીમાયા મે બેજનજી મહેરવાનજી તે વખતે ત્યાં દીવાન પદે હતા એવાદ બે મોટા કેસમા તેમણે કામ કયુ તે બાબતની મે બેજનજી સાહેબે ઘણી તારીફ કરી છે ખાસ નોંધ લેવા જેવો કરમાળ કોટડાનો કેસ છે જેમાં સદ્દગતે સતત બે માસસુધી ઉજાગરા કરીને તે કામ તૈયાર કરેલુ અને છેવટે તે કેસ ગોંડલના લાભમા થયેલ છે

**સ્વત ત્ર વકીલાત**

સને ૧૮૮૮ ના ઓકટોબરમાં તેમણે સ્વત ત્ર વકીલાતનો ધંધો શરૂ કર્યો અને જોતજોતામાં તેઓ પહેલી પક્તિમા આવી ગયા આ અરસામાં તેમને મે સીતારામ પડિત જોડે વધારે–ધારો પરિચય થયો જે હમેશને માટે કાયમ રહ્યા આ વખતે સર ફીરોજશાહ મહેતાના પણ સારા પરિચયમા તેઓ આવેલા હતા અને આ મહાન પુરુષો સદ્દગતની શકિતમાટે ઘણો ઉચો મત બધાયે હતો નામદાર જસ્ટીસ બદરૂદીન તૈયબજીની ઓળખાણ પણ વકીલાતના ધંધા દરમ્યાનજ થઇ આ ધધામાં તેઓએ કે ટલાક સિદ્ધાત રાખેલા ? તેઓ બરા બર પાળતા અસીલને તેઓ તેના કેસસબધી નોખો અભિપ્રાય આપી દેતા ? કામ માથે લે તેમાં અસીલને સો ટકા ખાત્રી રહેતી કે રા રા કલ્યાણરાયભાઇ આપણું કામ પોતાનું ગ ? ણીને કરશે

સને ૧૮૮૪ મા તેઓ જુનાગઢમા રૂા ૫ પાંચસેના પગારથી જો

જુનાગઢ

ડાયા આ પ્રસગે તેમણે જુનાગઢ રાજ્યજોડે એવા કરાર કર્યો કે ગાયકવાડ રાજ્યવિરૂદ્ધના કોઇપણ કામમા હું ભાગ નહિ લઉં આ ટેક તેમણે છેવટ સુધી જાળવી હતી આ રાજ્યમાં તેમણે રાજ્ય એજન્ટ, ભાયાતી કોર્ટના જડ્જ રૂપે રીવન્યુ કમીશનર ઓફીસર અને રેવન્યુ કમીશનરના દરજ્જે કામ કરેલુ હતુ દુષ્કાળનુ કાર્ય તેમણે અસાધારણ કરેલુ સજોગોમા બજાવ્યુ હતું મોરઠના ભાગોના સ્થળોએ ઘણી મુદતપહેલાં રીતીક વર્ષસ સારૂ થઇ ગયેલા છેનામા કોલેરા જોરથી ફાટી નીકળેલુ શીરસ્તેદાર કારકુનો બધા બીમારીથી પટકાઇ ગયા તેમના રસોયાનું તો મૃત્યુ થયુ લોકો બધા નાશભાગ કરતા હતા આવી અટપટી સ્થિતિમા જીવને જોખમે અડગ રહ્યા તથા મનોબળથી કામ પાર પાડ્યુ જેથી તે વખતના કાઠીયાવાડનો ફેમીન ઓફીસરે તેમના કાર્યની ખાસ પ્રશસા કરેલ છે

તારીખ ૧૦ ડીસેમ્બર ૧૯ થી ૨૧ સ્થાનક રનાદીવાનતરીકે

ઇડર રાજ્ય

રૂા ૮૦ ના માસિક પગારથી તેઓ નીમાયા આ વખતે તેઓને જુનાગઢ રાજ્યે રૂપીયા ૧૦ એકસોનું માસિક પેન્શન બાધી આપી તેમણે દુષ્કાળ સમયે કરેલ કામની કદર કરી કમનસીબે તારીખ ૨ ફેબ્રુઆરી સને ૧૯૦૧ ના રોજ મહારાજા કેસરીસિહજી દેવ થયા બીજો હુકમ થતા સુધી સ્ટેટનો ચાર્જ તેમણે સભાળવો એવો હુકમ નડીઆદ પોલીટીકલ એજન્ટ કરનલ ફેરીસે કાઢ્યો હતો મહારાજાશ્રીના રાણીજીને ઓધાન હોવાથી ઇડરનો રાજ્યકારભાર કેવી રીતે ચલાવવો તે બાબત કર્નલ ફરીસે સરકારમા રીપોર્ટ કરેલો તેમા સ ગતના મકકમપણું, ચાલાકી અને વિચારશીલપણુંસબધે તેમ જ રાજનીત અને ઘ સારી કામકાજેથી તેમની સારી સમજ સાથે રસ્તા રહેવાસ ધે ઘણ સારૂ લખેલુ હતુ

રાણીજીને કુવરનો જન્મ થયો ત્યાંસુધીના સમયમાં તેઓએ ગ્રતન કારભાર ચલાવ્યો અને કુવરના જન્મપછી કર્નલ ઓ'નેલ સાહેબના હાથનીચે કામ કર્યુ આ વખતમા તેમણે જે જહેમત ઉઠાવેલી અનેક ખટપટો દાબી રાજ્ય અને પ્રજાની સેવા બજાવી તેનો વિગતવાર હેવાલ આપવાનું આ સ્થળ નથી કર્નલ ઓ'નલ સાહેબે પોતાના રીપોર્ટમાં જે ઉચ્ચ અભિપ્રાયો દર્શાવ્યાછે અને આજસુધી ઇડર રાજ્યના સરદારો અને વૈપત વર્ગમા તેમની જે ભાવના છે તેજ તેની પુરતી સાબીતી છે

કમનશીબે તારીખ ૭ મી નવેમ્બર ૧૯૦૧ ના રોજ મહારાજ કુમારશ્રી કૃષ્ણસિહજી દેવ થયા અને તે પછી મહારાજાશ્રી પ્રતાપસિહજી બહાદુર ગાદીએપર આવ્યા તેઓશ્રીએ સદ્ગતને પોતાના દીવાનતરીકે મળતા પગારથીજ બહાલ રાખ્યા એ રીતે કામ કરતા દરમ્યાનમાં તેમને મદવાડ લાગુ

થયો બીમારી ઘણી ગભીર હતી છતાં તે વખતે તેમણે જે મનોબળ બતાવ્યુ તેથી મહારાજા શ્રી પ્રતાપસિહજી ચકિત થએલ હતા મ દવાડના ારણે તેઓએ ૮ ૨ ની આખરમાં ન લીધી અને પછી પોતાની નોકરીનું રા જીનામુ મોકલી આપ્યુ મહારાજ શ્રી પ્રતાપ સિહજીએ તેમને બીજા રણ માસનો પગાર બિસતરીકે આપ્યો અને વિશેષમાં જણાવ્યુ કે જ્યારે રાજ્યને જરૂર પડશે ત્યારે તેમની મદદ લેવા પોતે ધારે છે થયુ પણ તેમજ અને ૧૯૦૩ ના મે માસમાં સદ્ગત હજુર નદલમાટે મગરોળ મુકામે હતા ત્યાં મહારાજશ્રી પ્રતાપસિહજીનો તાર આવતા તેઓ હજુર ગયા અને ફરી નોકરીમાં જોડાયા

અરસામાં તેમની સારી નોકરીની કદર કરી પગમાં સોનુ પહેરવાનુ મોટુ માન આપ્યુ અને તે સાથે બેવડી તાજીમ બનાયત કરી (એટલે કે તેઓ જ્યારે દરબારમાં જાય ત્યારે તેમજ પાછા ફરે ત્યારે મહારાજા પોતે ઉભીને માન આપે)

**ફરી જુનાગઢ**

જુનાગઢથી તેઓ હજુર દીવાનપદે આવ્યા ત્યારે તે નાયબમાં તેમનો હક્ક રાખવામાં આવેલો તે મુદત તો પુરી થયેલી હતી પરંતુ એક વખત જ્યાં નોકરી કરેલી હોય ત્યાં જરૂર પડે તો તેઓ પોતાના સિદ્ધાંતને બાધ ન આવે તેમ હોય તો ખડે પગે તેઓ તૈયાર હતા તેથી જ્યારે જુનાગઢથી તેમને ૧૯ ૫ માં બોલાવવામા આવ્યા ત્યારે હજુર મહારાજાની પરવાનગીથી તેઓ ત્યાં હજુર સભાસદતરીકે ગયા કેટલાક સંજોગોમાં તેમણે ૧૯૦૮ ના નવેમ્બરમાં જુનાગઢ રાજ્યની નોકરી છોડી

**મોરબી**

આ અરસામાં નામદાર મોરબી ઠાકોર સાહેબે તેમને તેમની જન્મ ભૂમિમાં બોલાવ્યા મોરબી રાજ્યમાં તેમણે નયાહકાર તરીકે નોકરી બજાવી અને સંતોષકારક રીતે કામ કરતા હતા તે દરમ્યાન નામદાર સરકારે પોરબંદરમાં દેશી એડમીની ટ્રેશન સ્થાપ્યુ ત્યાં ૧૯૧૧ માં તેમને જુનીયર એડમીનીસ્ટ્રેટરની જગ્યાઉપર નીમવા નામદાર ઠાકોર સાહેબપાસે માગણી કરી નામદાર ઠાકોર સાહેબે ખુશીથી પરવાનગી આપતાં તેઓ પોરબંદર આવ્યા

**પોરબંદર**

પોરબંદરમાં જુનીયર એડમીનીસ્ટ્રેટરના હોદ્દાઉપર સને ૧૯૧૪ ની સાલસુધી તેઓ રહ્યા અને પોરબંદરની વાઘેર/સુરવાળાઓસાથે રેતા આ દેશી અમલદારોનો રાજ્યકારોબાર નહીં સંગીનપણે ચાલ્યો તે બાબતની નસાસાબુદ્ધ ત્યારના તે વખતના ગવનર સાહેબ સર જ્યોર્જ ક્લાર્ક (લાર્ડ સિડનહામે) જ્યારે પોરબંદરમાં પધારેલા ત્યારે સવિશેષ કરેલી હતી તેમની આ કારકીર્દિ દરમ્યાન પોરબંદરમાં મુસલમાનો અને ખારવાઓનું હુલ્લડ થએલું તે ઘણા થોડા વખતમાં દાબી દેવામાં આવ્યુ હતુ આ અરસામાં હજુરની ગાદીએ મહારાજા દોલતસિહજી સાહેબ બહાદુર આવતા તે પ્રસંગની ખુશાલીમાં સદ્ગતને

તિની સેવા બજાવવાનો સમય કેમ મળતો, જ્ઞાતિની સેવા બજાવવા ઉપરાંત ખડીઆવાડના જાહેર કાર્યમાં ભાગ લેવાનો સમય ક્યાંથી શોધતા, ઉપરાંત ધાર્મિક તથા આધ્યાત્મિક જ્ઞાનની પ્રાપ્તિ, સંત શાસ્ત્રીઓનો સમાગમ અને સેવા, હિંદુસ્તાનના જાહેર પ્રશ્નોનું ચિન્તન અને મનન આ બધું તેઓ શી રીતે સાધી શકતા તે એક આશ્ચર્ય પરંપરા છે.

**દ્વારકાપીઠની ગાદીની તકરારમાં ભાગ લેવાનો ઉદ્દેશ**

આમ તેમની પ્રવૃત્તિઓ અનેકવિધ હતી. પોતાની પ્રવૃત્તિઓનો વિસ્તાર તેમણે ક્રમે ક્રમે દૃઢતાથી વધાર્યો અને જે જે પ્રદેશમાં તેઓએ ભાગ લીધો તે તે પ્રદેશમાં તેમની પ્રવૃત્તિઓનું નિરીક્ષણ કરતાં તેમના સ્વાભાવિક ગુણો ઉપર તરી આવે છે. જે કાર્યમાં પોતે ભાગ લે તે પોતાની ફરજ છે તેમ સમજીને અનન્ય ઉત્સાહથી તેમાં ઝંપલાવે, સ્વતંત્રપણે તેમાં સત્યનું સંશોધન કરી નીડરપણે તે સત્ય બહાર લાવે અને ગમે તે જોખમે પણ છેવટ સુધી તે સત્યનું પ્રતિપાદન કરે. આ ઉક્ત બંધુના સદ્ગુણો હતા અને તે ગુણો દ્વારકાપીઠની ગાદીની તકરારમાં વિશેષત વ્યક્ત થયા. દ્વારકાપીઠની શ્રીમાન્ શંકરાચાર્યની ગાદીની બાબતમાં તેઓને બારીક તપાસને પરિણામે સત્યની ખાત્રી થઈ ત્યારે કંઈ અંગત હેતુ નહિ છતાં માત્ર સત્યના પ્રતિપાદનની ખાતર અને જનસમાજની સત્ય સેવાની ખાતર પોતાની નૈસર્ગિક હિંમત, સ્વતંત્રતા અને શ્રદ્ધાથી જોડાયા અને પોતાની અવસ્થામાં પણ અનેક મુશ્કેલીઓ ઉઠાવી ઠેઠ અવસાન પર્યંત તે પીઠની સેવા કરી. ઉક્ત કાર્યમાં ભાગ લેવાનો અંગતનો હેતુ એટલોજ હતો કે ધર્મમત યોગ્યમાર્ગે વળે, શાસ્ત્રોક્ત આચાર્યનો જનને લાભ મળે અને શંકરાચાર્યને ગાદીઉપર નીમવામાં સંપ્રદાય કે પ્રજામતની અવગણના ન થાય.

જનસમાજની સેવા બજાવવામાં પણ તેમનો ઉમંગ અવસ્થા થતી ગઈ તેમ વધતો ગયો. એક તરફથી તેઓ પોતાના અનુભવના ઉદ્ગારો લેખરૂપે પ્રગટ કરવા લાગ્યા અને બીજી તરફથી જાહેર હીલચાલમાં યથાશક્તિ ભાગ લીધો. તેમના પ્રસિદ્ધ થએલા લેખો નીચે પ્રમાણે છે —

(૧) આશ્રમ વ્યવસ્થા (૨) વર્ણ વ્યવસ્થા (૩) હિંદુત્વ (૪) નીતિપર બે બુક વિચારો (૫) વેદોનું વ્યવહાર સ્વરૂપ. તે સિવાય તેમના કેટલાક અપ્રસિદ્ધ લેખો પણ છે.

**કાઠિયાવાડ રાજકીય પરિષદની હીલચાલ**

જ્યારે સામાન્ય અભિપ્રાય એવો હતો કે કાઠિયાવાડમાં હજુ રાજકીય પરિષદ ભરવાનો યોગ્ય સમય નથી ત્યારે રા. રા. મનસુખલાલ રવજીભાઈની બાજુમાં રહી અથાગ શ્રમ કરી જનમત કેળવ્યો અને પરિણામે પરિષદની શરૂઆત કાઠીઆવાડમાં થઈ ચુકી. જો કે અમુક મતભેદને લીધે પોતે પરિષદમાંથી અલગ પડી ગયા તોપણ બધા પક્ષનો તેમનામાં વિશ્વાસ હતો અને તેમના તરફ માન હતું.

**સર્વ પક્ષના વિશ્વાસ અને સલાહનું સ્થાન**

જ્યારે જરૂર પડે ત્યારે સઘળા પક્ષના લોકો તેમની સલાહ માગતા અને તેઓ ખુશીથી સલાહ આપતા એટલુંજ નહિ પરંતુ જો પોતાના અભિપ્રાયથી વિરૂદ્ધની બાબત ન હોય તો મુશ્કેલ પ્રસંગોમાં પણ તેઓ જાહેરમાં ઠરાવ મૂકવામાં કે પ્રમુખસ્થાન લેવામાં પાછી પાની ન કરતા મે. મેકોનોકી સાહેબે રાજકોટની સભા વીખેરી નાખી તે પગલું ગેરવાજબી હતું, એ ઠરાવ તેમણેજ રજુ કરેલો મહાત્મા ગાંધીજી પકડાયા ત્યારે શરીર તદન અશક્ત છતાં સભામાં હાજરી આપી તેમણે પોતાના વિચારો સ્પષ્ટપણે દર્શાવેલા હતા

**પ્રજામંડળની સ્થાપના**

રાજકોટ શહેરમાં પ્રજામંડળ સ્થાપી તે મંડળના પ્રમુખ તરીકે હયાતી સુધી કામ ચલાવ્યું અને તેમ છતાં રાજા તથા પ્રજા બન્નેનો તેમાં વિશ્વાસ હતો દરેક શહેરમાં આવાં પ્રજામંડળ ઉભાં કરવાં અને તે સાધનદ્વારા લોકમત કેળવવો એ તેમનો ખાસ આગ્રહ હતો ઇશ્વરઇચ્છાથી જો તેમનું જીવનચરિત્ર વિસ્તારથી લખાશે તો તેમાંથી અનુભવનાં ઘણાં રત્નો મળી આવશે અને કાઠિયાવાડના ઇતિહાસના પ્રસંગો જાણવા મળશે એમ અનેક રીતે જાહેર પ્રજાને આ જીવનચરિત્ર ઘણું ફળદાયી નીવડશે એમ માનવામાં આવે છે

**અવસાન**

આ બધી પ્રવૃત્તિઓ દરમ્યાન તેમની બીમારી તો વધતીજ જતી હતી આ માસની પહેલી તારીખે તેઓ પોતાના પ્રિયસ્થાન ગોંડલમાં આવ્યા અને તે સ્થળે કુટુંબીઓની વચમાં ઘણીજ શાંતિથી તેમણે પોતાનો દેહત્યાગ તારીખ ૨૨ મી મે સોમવારના રોજ સાંજના પાંચ વાગતા કર્યો તેમના મરણમાટે દીલગીરી દર્શાવનારા અને સૌરાષ્ટ્રને જે ખોટ પડી છે તે બાબતની લાગણી દર્શાવનારા સંખ્યાબંધ તારો તથા પત્રો તેમના કુટુંબીઓ ઉપર આવેલ છે

**તેમની વિશેષતા**

આમ યશસ્વી પરોપકારી અને ઉચ્ચ જીવન તેમણે ગાળ્યું. તેઓ બુદ્ધિમાન હતા પરંતુ તેમના કરતાં વિશેષ બુદ્ધિમાન ઘણા હોઇ શકે તેઓ અનુભવી હતા તે ખરૂં, પરંતુ બીજા પણ અનુભવીઓ હશે પણ તેમની વિશેષતા તો તેમની સ્વતંત્ર વિચારશક્તિમાં રહેલી હતી ગમે તેવી મહાન્ વ્યક્તિના તેજમાં તેઓ તણાતા નહિ ઘણી બાબતો ઉપર નવોજ પ્રકાશ પોતાની નૈસર્ગિક શક્તિવડે પાડતા શ્રીમદ્ ભગવદ્ગીતા વેદાન્ત વિગેરેનો અભ્યાસ તેમનો ઘણો આગળ વધેલો હતો, જો કે તે જ્ઞાનનો લાભ લેખદ્વારા પ્રજાને આપવાનો સમય તેમને રહ્યો નહિ પરંતુ તેમના ખાસ સમાગમમાં આવનારા કહે છે કે આ વિષયોમાં પણ તેમની સ્વતંત્ર વિચારશક્તિ ઝળકી ઉઠતી તેમનાં ચરિત્રનું રહસ્ય તેમણે ભોગવેલી રાજ્ય પદવીઓમાં ન હતું પરંતુ તેમના નગદ સદ્ગુણો અને બુદ્ધિ સ્વાતંત્ર્યમાં હતું કે જેના પ્રભાવવડે તેઓ દાખલારૂપ જીવન બાંધી શક્યા કુશાગ્ર બુદ્ધિનો સ્વતંત્ર ઉપયોગ, સ્વસંશોધન

વ્યાસ વધતો ગયો તેમ તેમ શાસ્ત્રોનાં ગહન સત્યોમાં તેઓ તન્મય બની ગયા. શાસ્ત્રોનું રહસ્ય કેવી રીતે સમજવું અને વ્યવહારમાં તેની કેવી રીતે ઘટના કરવી એ તેમનાં જીવનના સંધ્યાકાળમાં એમને પરમ આનંદનો વિષય થઇ પડયો હતો. તેમના ઉદ્‌ગારના ઉપદેશો જેઓ કે વિચારો એ બધામાં શાસ્ત્રોની સત્યતા અને તેનું રહસ્ય સમજવાની આવશ્યકતા જ વ્યક્ત થતા હતાં. તેમનાં રોમે રોમમાં શ્રદ્ધા ભક્તિ અને સંયમે સામ્રાજ્ય મેળવતાં તેમના જીવનમાં ધર્મ અને સંયમની ભાવનાઓ પથરાઇ રહી હતી. જોતજોતામાં તેમનો આત્મા સંસારથી વિમુખ થઇ યોગસાધનાતરફ વળ્યો હતો અને એ સાધનાથી સહજ થઇ શ્રદ્ધા ભક્તિ અને નિષ્કામ સંયમથી તલ્લીન થયેલા તેમના આત્માએ પરમાત્મામાં સ્થાન મેળવ્યું. આવા સત્પુરૂષને માટે કાઠિયાવાડ મગરૂર હોય તેમાં નવાઇ નથી. પ્રભુ તેમના આત્માને પરમ શાન્તિ આપો.

ૐ શાંતિ !

---




હરિગીત

આપે અભીષ્ટ અનિષ્ટ કાપે દોષદોષ પ્રજાજની
મનમલિનતા બળઆવતી અંતર સરસ અજવાળની
દોષલવ દિલના દરે રે દુઃખદળ ખેપળ સે હરી
સત્સંગતિ સંસારમાં છે કલ્પવેલ ખરેખરી

કા૰ ધ્રા૰ } ચંદ્રકાંત મંગળજી ઓઝા

# લગ્નની યોગ્યતા

અનુવાદક--મગનલાલ ભગવાનજી જોશી—જોડિયા

સ્વાર્થપરાયણતા—બાહ્ય આડંબર પ્રતિ પ્રેમ અને વિલાસમય વિષયવાસના—જેને લીધે આપણી સામાજિક વ્યવસ્થામા દુરાચાર થવા પામ્યો છે, તે દુર્ગુણ વિકાસ પામ્યા પહેલાની સ્થિતિમા લગ્નને આપણે અત્રે બાળલગ્ન કહીશુ

બાળલગ્ન એ યુવકના સુખની ખરેખરી ખાત્રી છે એટલુ ચોકસ છે કે તે વાસના વિષયલોભની સામે તેનુ ઉત્તમ રક્ષકરૂપ અને તેને સોપી શકાય તેવો પ્રમાણિક અને સ્વાવલબી ઉદ્યમ કરાવનાર એક અતિ પ્રશસ્ય ઉત્તેજનરૂપ છે એક સુશીલ સ્ત્રી પ્રત્યે પ્રેમ ધરાવવો તેમાજ સુદર કેળવણી સમાયેલી છે તેનુ પાણિગ્રહણ કરીને તેના સુખની ખાતર કર્ત્તવ્યપરાયણ બનવુ તેમાંજ ખરા સુખનુ મુળ રહેલુ છે બાળલગ્ન કોઇ વાર ખગાબ નીવડે છે, પરતુ કેટલાક મોટી વયમાં કરેલા લગ્નનુ પણ તેમજ થાયછે તેનુ શુ? મતલબ કે જે લગ્ન અયોગ્ય આવેશમા અથવા અધમ મનોવૃત્તિને પોષવા ખાતર કરવામા આવે તે બધાનુ તેમજ સમજવુ એવાં લગ્ન હાર્દિક, આત્મિક અને માનસિક હોતાં નથી, પરતુ સાસારિક પ્રયોજન ખાતર કિવા બિલકુલ વિનાપ્રયોજને જોડેલો મેળાપ છે એક સન્મિત્ર શોધતા જેટલો વિચાર કરવો પડે, તેટલો તો વિચાર પત્ની પસદ કરતા માણસે કરવો આવશ્યક છે તેણીના સ્વભાવ ચરિત્ર અને વૃત્તિનો કેટલોક અશ જાણવાનો પ્રયત્ન કરવો જોઇએ તેનો સ્વભાવ પોતાના સ્વભાવને મળતો થશે કે કેમ અને તે સ્વભાવને પોતે માન આપી પ્રશસા કરી શકશે કે કેમ તે નક્કી કરવુ જોઇએ જે મિત્ર આપણા પોતાના ધોરણથી નીચ પડે તેવા મિત્રને પસદ કરવો તે જો મૂર્ખાઇભરેલુ હોય તો જે પત્ની સમાનતાના દરજ્જે આપણી સહચરી બની શકે નહિ તેવી પત્નીને પસદ કરવી તે તેના કરતાં પણ ઘણ વધારે મૂર્ખાઇભરેલુ છે

ધારો કે કોઇ યુવકને જેના ઉપર તે પોતાના ભવિષ્યના સુખનો સપુર્ણ વિશ્વાસ રાખી શકે એવી કુમારી મળી આવી, તેઃ જેમ જલદી તેને પત્નીતરીકે સ્વીકારે તેમ તેમા બન્નેનુ કલ્યાણ છે તેમની યુવાવસ્થાના ઉદ્યોગ અને પ્રવૃત્તિમય વર્ષો મધુર અને આનદદાયક સગમમાં વ્યતીત થાએ।

અને જ્યારે સંસારરૂપી ક્ષેત્રનું યુદ્ધ વિરામ પામે અને આશા છે કે તેમાં વિજય મળે ત્યારે તે જીવનરૂપી શરદ ઋતુના સમયમાં તે યૌવનપૂર્ણ વર્ષોની આલ્હાદક સ્મૃતિઓનું રમણ થતાં તેમને અનહદ આનંદ મળશે દમ્પતી એક ભૂતકાળનું પુનઃસ્મરણ કરવા ભાગ્યશાળી બને એ આનંદદાયક વાત છે હવે જે પુરૂષે પોતાનું પક્વ પુરૂષત્વ અધમ ભોગવિલાસમાં ગુમાવ્યું હોય તે પોતાની પાયમાન પતિત અને પરાસ્ત બનેલી પ્રકૃતિ મન અને હૃદય ઉપર વસંતના તાજા તારુણ્યવાળી યુવતીને અર્પે તેના કરતાં બીજું વધારે અયુક્ત શું ? કારણ કે જોવાનું એ છે કે જેઓ બાળલગ્નને ધિક્કારે છે તેઓ માત્ર પુરૂષને માટેજ તેને ધિક્કારે છે અને માટે નહિ તેઓ એમ નથી કહેતા કે ચાળીસ વર્ષનો પુરૂષ તેટલીજ વયની સ્ત્રીસાથે લગ્ન કરે ના ખરેખર તેમ નહિ તેઓના મતાનુસાર સંસારની ઉપાધિથી ખિન્ન બનેલા હૃદયવાળા અને સારી મિલકત વળી પોતાની પ્રકૃતિ તદ્દન પ્રફુલ્લતા અને તદ્દન નિર્દોષતા વાળી કુમારીને અર્પવા તને છુટ છે ! આવી બાબતમાં પતિપત્ની વચ્ચે પરસ્પર આગ્રહ કોઇ જાતની સંપૂર્ણ સહાનુભૂતિ અને કોઇ જાતની એ રીતે સમજુતી થઇ શકે તેમની વયનો તફાવતજ નહિ પરંતુ જે ભૂતકાળનો તેઓ સાથે ઉપભોગ કર્યો ન હોય આ યાથી આ નવમા ભાગ પક્ષના અનુભવ પતિના ખ્યાલમાં પણ આવી ન શકે એવી પત્ની પક્ષની આશા અને અભિલાષા—એ તેનાં કારણ છે

જે લોકો વિજયની સમજપૂર્વક ધારણા ઓથી જીવનરૂપી ભારતમાં ઉતરે તેઓએ આશીર્વાદરૂપ પત્ની પ્રથમથીજ મેળવવાનું ભૂલવું નહિ કારણ કે પોતાના આત્માની ઉન્નતિ ખાતર તેના વગર તે ચલાવી શકે નહિ પણ ત્યારે તેણે તે લગ્નને ઇશ્વરદત્ત વરદાન રીતે ગણવું જોઇએ—જે વરદાન ખરી ભક્તિ સહૃદય પશ્ચાત્તાપ અને ગુપ્તાઈમાં રહેલા પાપની સંપૂર્ણ કબુલાતથીજ મેળવી શકાય છે મનુષ્ય એ જીવાત્મા છે અને પરમાત્માના સ્મરણસહવાસથી તેને એમ માન વાને હક મળે છે કે પોતાનો પ્રેમ તે પરમાત્માની સત્તાનીચે છે અને જેવી રીતે જગતથી જોડાએલાં શુદ્ધ નમ્ર દમ્પતી પોતાનો પ્રેમ વર્ણવે છે તેવી રીતે જ્યારે તેને પ્રભુ એ કજ સ્ત્રીપ્રત્યે એવો પ્રેમ ઉદ્ભવેલો જણાય ત્યારે (માબાપ અને દેશ ત્યજેલી ફક્ત બાદ કરતાં) તેની ફરજ છે કે તેણે બાળના જેવી સરલતા અને સ્વાર્થત્યાગથી અને તેની સાથે ગંભીરતા અને નમ્રતાની પોતાના પ્રેમમાં મશગુલ બનવું જાણે કે એ રીતે તે પ્રભુના નંદનવનમાં પુનઃપ્રવેશ કરતો હોય!—જ્યાં

આત્મા અને સ્થુલદેહનું ઐક્ય થાયે
મુક્તિ મળેલ મનુજો મનસ્વી ભમાયે
વધુ વાણી વદતા ગણ એ ભૂમિના
લજ્જત તજી વિચરે વસ્યો વિહીના

-ૐ-

# બોલતા વાનર

લેખક—સૌ. મણીબાઈ અમાંશંકર કવિ—વાકાનેર.

કોઈ વનમાં એક ઝાડઉપર એક વયાનો માળો હતો એક ચોમાસાની ઋતુના દિવસોમા સાંજને વખતે વયુ અને વયી પોતાના માળામાં બેઠાં હતાં એટલામાં અચાનક અ ધારી ઘટા ચડી આવી વીજળી ચમકવા લાગી અને મોટાં મોટાં ફોરા પડવા લાગ્યાં ને બન્ને પોતાના માળામાં બેઠાં બેઠાં અરસ પરસ વાતો કરી રહ્યાં હતાં પણી પણુજ જોરથી આકાશમાંથી પડવા લાગ્યું પણ તેથી તેઓને કાંઈપણ ભય નહોતો

એટલામા વિપત્તિનો માર્યો એક વાંદરો ત્યાં આવી ચડ્યો વરસાદથી દુ ખી થઈને તે તેજ ઝાડ પર ચઢીગયો પણ તે ઝાડની કોઈ પણ ડાળમા એટલાં ઘાટાં પાનડાં ન હોતાં કે જેની છાયામાં તે દુખી વાંદરાની રક્ષા થાય તેથી વાંદરો કુદી-કુદીને ક્યારેક આ ડાળ ઉપર તો ક્યારેક પેલી—સામેની બીજી ડાળી ઉપર ચઢતો એમ કુદા-કુદ કરી રહ્યો હતો જ્યારે મોટી ધારાથી વરસાદ પડવા લાગ્યો ત્યારે તે ગભરાઈને કુક કુક કરવા લાગ્યો

આવું જોઈને માળામાં બેઠેલા વયાથી ન રહી શકાયું તેણે પોકાર કરીને તે વાંદરાને કહ્યું કે ' અરે વાંદરા ! ઈશ્વરે તને મનુષ્ય જેવા હાથ પગ, શરીર આપેલ છે જેથી જો કરી તું ચાહે તો ઘણુ ખરૂં કામ કરી શકે છે અને અરે ! બીજું કાંઈ નો ન કરી શક્યો તો ખેર પણ પોતાના પોતુ કાંઈ નહિ તોપણ ટાઢ, તડકાથી અને વરસાદથી પોતાનું શરીર બચાવવા જેટલું એક નાનું સરખું ઘર તો જરૂર બનાવી શકત તું મને જો કું એક નાનું સરખુ પક્ષી છુ તોપણ મે મારા રહેવામાટે અને મારા બચ્ચાંનાં રક્ષણમાટે જો કેવું સારૂં સુંદર ઘર બનાવ્યું છે આ વખતે જ્યારે તું વ્યાકુળ થઈને ઉછળીને કુદકા મારી રહ્યો છે ત્યારે હું ખુબ આનંદથી વગરખટકેથી બેઠો છુ અને ઈશ્વરને ધન્યવાદ આપી રહ્યો છુ

વાંદરો એકતો પહેલાંથીજ ખિજાઈ રહ્યો હતો તેની ઉપર વયાની આ વાત સાંભળીને તો એકદમ વધારે ચિડાઈ ગયો ખુબ ક્રોધથી ઉભરાઈને તેણે એક હાથની થપાટ મારી અને માળાને તોડી મરડી કટકા કટકા કરી નાખ્યો બિચારૂં વયુ અને તેની વયી ઉડીને એક ડાળીઉપર જઈ બેઠાં તેણે પોતાના તકદીરની ખુબ પ્રશંસા કરી અને કહ્યું કે ઠીક છે માળો તો ગયો તોપણ સારૂં થયુ કે પ્રાણ તો બચ્યા, પણ વયીથી ન રહેવાઈ શકાયું તેથી દુ ખ અને બળતરાની મારી બોલી ઉઠી કે બળ્યું તમારૂં ડાહ્યાપણું—

શીખ તો તેને આપીએ, જેને લાગી જાય
વાનરને શું આપવી ? ઘર નેયાનું જાય

જેના અંતરમાં શીખામણને ધરવાનું સ્થાન નથી તેને શું આપવી ? શિખામણ તેને આપવી જોઈએ કે જે માને અને તેને અનુસાર કામ કરે વરતણુક સુધારે વાંદરાને શીખામણ આપી તો જેમ વયાનું ઘર ગયું તેમ તેવા ગાંડા જેવા મુરખ માણસને શીખામણ આપીએ તેનું પણ તેવુજ પરિણામ આવે કે પોતાને સુખ તો નહિ પણ ઉલટો આપણી ઉપર રાખી આફત આવે અને દુ ખ આપે

વયો કહે હા એતો ખરૂં પણ ત્યારે જે કોઈની શીખામણથી પણ ન સુધરે તે ગાંડા જેવા ? વયી કહે મેરા વાનર, બોલતા વાનર

---

અને જ્યારે સંસારરૂપી ક્ષેત્રનું યુદ્ધ વિરામ પામે અને આશા છે કે તેમાં વિજય મળે ત્યારે તે જીવનરૂપી શરદ્-ઋતુના સમયમાં તે યૌવનપૂર્ણ વર્ષોની આલ્હાદક સ્મૃતિઓનું સ્મરણ થતાં તેમને અનહદ આનંદ મળશે દમ્પતી એકત્ર ભૂતકાળનું પુનઃસ્મરણ કરવા ભાગ્યશાળી બને એ આનંદદાયક વાત છે હવે જે પુરુષે પોતાનું પકવ પુરુષત્વ અધમ મોજવિલાસમાં ગુમાવ્યું હોય તે પોતાની પાપમાં પતિત અને પરાસ્ત બનેલી પ્રકૃતિ મન અને હૃદય ઉપર વસંતના તાજા લાવણ્યવાળી યુવતીને અર્પે તેના કરતાં બીજું વધારે અયુક્ત શું? કારણ કે જોવાનું એ છે કે જેઓ બાળલગ્નને ધિક્કારે છે તેઓ આવા પુરુષને માટેજ તેને ધિક્કારે છે અને માટે નહિ તેઓ એમ નથી કહેતા કે ચાળીસ વર્ષનો પુરુષ તેટલીજ વયની સ્ત્રીસાથ લગ્ન કરે ના ખરેખર તેમ નહિ તેઓના મતાનુસાર સંસારની ઉપાધિથી ખિન્ન બનેલા હૃદયવાળી અને સારી ભક્તિવાળી પોતાની જાતને તદ્દન પ્રફુલ્લતા અને તદ્દન નિર્દોષતાવાળી કુમારીને અર્પવા તને છુટ છે। આવી બાબતમાં પતિપત્ની વચ્ચે પરસ્પર ભાગ્યેજ કોઇ જાતની સંપૂર્ણ સહાનુભૂતિ અને કોઇ જાતની એ ઠીક સમજુતી થઇ શકે તેમની વયનો તફાવત નહિ પરંતુ જે ભૂતકાળનો તેઓએ સાથે ઉપભોગ કર્યો ન હોય આથી અજાણ્યા ભૂતપક્ષના અનુભવ પતિના ખ્યાલમાં પણ આવી ન શકે એવી પત્નીપક્ષની આશા અને અભિલાષા—એ તેનાં કારણ છે

જે લોકો વિજયની સમજપૂર્વક ધારણા એથી જીવનરૂપી ભારતમાં ઉતરે તેઓએ આશીસ પત્ની પ્રથમથીજ મેળવવાનું ભૂલવું નહિ કારણ કે પોતાના આત્માની ઉન્નતિ ખાતર તેના વગર તે ચલાવી શકે નહિ પણ ત્યારે તેણે તે લગ્નને ઇશ્વરદત્ત વરદાન રીતે ગણવું જોઇએ—જે વરદાન ખરી ભક્તિ સહ્ય પશ્ચાત્તાપ અને યુવાનીમાં રહેલા પાપની સંપૂર્ણ કબુલાતથીજ મેળવી શકાય છે મનુષ્ય એ આત્મા છે અને પરમાત્માના મરણસદૃશાસથી તેને એમ માનવાને હક મળે છે કે પોતાનો પ્રેમ તે પરમાત્માની સત્તાનીચે છે અને જેવી રીતે લગ્નથી જોડાએલા શુદ્ધ પ્રેમી દમ્પતી પોતાનો પ્રેમ વધારે છે તેવી રીતે જ્યારે તેને કોઇ એક જ સ્ત્રીપ્રત્યે એવો પ્રેમ ઉદ્ભવેલો જણાય ત્યારે (માબાપ અને દેશ નીતિની ફરજ બાદ કરતાં) તેની ફરજ છે કે તેણે બાળકના જેવી સરલતા અને સ્વાર્થત્યાગથી અને તેની સાથે ગંભીર નાતા અને નમ્રતાથી પોતાના પ્રેમમાં મશગુલ બનવું જોઇએ કે એ રીતે તે પ્રભુના નંદનવનમાં પુનઃ પ્રવેશ કરતો હોય।— યા

આત્મા અને સ્થુળદેહનું ઐક્ય થાયે
મુક્તિ મળેલ મનુજે મનરૂપી ભ્રમાયે
મધુર વાણી વાતા ગુણ એ ભૂમિના
લગ્ન ન તજી વિચરે વસો નિધીના

# બોલતા વાનર

લેખક—સૌ. મણીબાઈ અંબાશંકર કવિ—વાકાનેર.

કોઈ વનમાં એક ઝાડઉપર એક બયાનો માળો હતો એક ચોમાસાની ઋતુના દિવસોમા સાંજને વખતે બયુ અને બયી પોતાના માળામાં બેઠા હતાં એટલામાં અચાનક અંધારી ઘટા ચડી આવી વીજળી ચમકવા લાગી અને મોટા મોટા ફોરા પડવા લાગ્યા તો બન્ને પોતાના માળામાં બેઠાં બેઠાં અરસપરસ વાતો કરી રહ્યાં હતા પાણી ઘણુજ જોરથી આકાશમાંથી પડવા લાગ્યુ પણ તેથી તેઓને કાંઈપણ ભય નહોતો

એટલામા વિપત્તિનો માર્યો એક વાંદરો ત્યા આવી ચડ્યો વરસાદથી દુખી થઈને તે તેજ ઝાડ પર ચડીગયો પણ તે ઝાડની કોઈ પણ ડાળમા એટલાં ઘાટાં પાનડાં ન હોતા કે જેની છાયામાં તે દુખી વાંદરાની રક્ષા થાય તેથી વાંદરો કુદી–કુદીને કયારેક આ ડાળ ઉપર તો ક્યારેક પેલી—સામેની બીજી ડાળી ઉપર ચડતો એમ કુદા–કુદ કરી રહ્યો હતો જ્યારે મોટી ધારાથી વરસાદ પડવા લાગ્યો ત્યારે તે ગભરાઈને કુક કુક કરવા લાગ્યો

આવું જોઈને માળામા બેઠેલા બયાથી ન રહી શકાયું તેણે પોકાર કરીને તે વાંદરાને કહ્યું કે અરે વાંદરા! ઈશ્વરે તને મનુષ્ય જેવા હાથ પગ, શરીર આપેલ છે જેથી જો કદી તું ચાહે તો ઘણું ખરૂં કામ કરી શકે અને અરે! બીજું કાંઈ જો ન કરી શક્યો તો એક પણ ચોમાસામા થોડું કાંઈ નહિ તોપણ હાલ, તડકાથી અને વરસાદથી પોતાનું શરીર બચાવવા જેટલું એક નાનું સરખું ઘર તો જરૂર બનાવી શકત તું મને જો, હું એક નાનું સરખું પક્ષી છું તોપણ મે મારા રહેવામાટે અને મારાં બચ્ચાંના રક્ષણમાટે જો કેવું સારૂં સુંદર ઘર બનાવ્યું છે આ વખતે જ્યારે તું વ્યાકુળ થઈને ઉછળીને કુદકા મારી રહ્યો છે ત્યારે હું ખુબ આનંદથી વગરખટકેથી બેઠો છું અને ઈશ્વરને ધન્યવાદ આપી રહ્યો છું

વાંદરો એકતો પહેલાંથીજ ખિજાઈ રહ્યા હતો તેની ઉપર બયાની આ વાત સાંભળીને તો એકદમ વધારે ચિડાઇ ગયો ખુબ ક્રોધથી ઉભરાઈને તેણે એક હાથની થપ્પડ મારી અને માળાને તોડી મસળી કકડા કકડા કરી નાખ્યો બિચારૂં બયુ અને તેની બયી ઉડીને એક ડાળીઉપર જઈ બેઠાં તેણે પોતાના તકદીરની ખુબ પ્રશંસા કરી અને કહ્યું કે ઠીક છે માળો તો ગયો તોપણ સારૂં થયું કે પ્રાણ તો બચ્યા પણ બયીથી ન રહેવાઈ શકાયું તેથી દુખ અને બળતરાની મારી બોલી ઉઠી કે બળ્યું તમારૂં ડાહાપણ—

શીખ તો તેને આપીએ, જેને લાગી જાય
વાનરને શું આપવી? ઘર બૈયાનું જાય

જેના અંતરમાં શીખામણનો અસર થવાનું સ્થાન નથી તેને શું આપવી? શીખામણ તેને આપવી જોઈએ કે જે માને અને તેને અનુસાર કામ કરે વરતણુક સુધારે વાંદરાને શીખામણ આપી તો જેમ બયાનું ઘર ગયું તેમ તેવા ગાંડા જેવા મુર્ખ માણસને શીખામણ આપીએ તેનું પણ તેવુજ પરિણામ આવે કે પોતે સુધરે તો નહિ પણ ઉલટો આપણી ઉપર રાખી આડો આવે અને દુખ આપે

બયો કહે હા એતો ખરૂં પણ ત્યારે જે કોઈની શીખામણથી પણ ન સુધરે તે બાળકો કેવા? બયી કહે મોટા વાનર બોલતા વાનર

---




વારંવાર લાંબી મુદત સુધી ઉપવાસ કરનારાઓના જે હેરતભર્યા બનાવો આપણા કાને અથડાતા રહ્યા છે તેઓ બારીક તપાસ પછી ખોટા માલમ પડ્યા છે મુબઇ વગેરે પણ આવા દાખલા અને તેના સબંધના ખોટારાથી ખાલી નથી તોપણ એટલું તો સાબિત થયું છે કે કેટલાંક બહુજ થોડો ખોરાક લેવા છતા જીંદગી જાળવી રાખવાની શકિત ધરાવી શકેછે એક તબીબ પોતાના જાત અનુભવને આધારે જણાવેછે કે શરીરને કાંઇ પણ હેરાનગતિમા નાખવાવિના લાંબી મુદત સુધી ખોરાકવગર રહેવાની શકિત મોગ્ય પ્રમાણમા દીવાનાઓમા જોવામાં આવેછે આ સબંધથી એવો સાર કાઢી શકાશે કે અગરજો ચોક્કસ પ્રકારની મનશકિતવાળા લોકો લાંબી મુદત સુધી ખોરાકવગર પોતાની જીંદગીનો આતશ રોશની રાખી શકતા હોય તો બીજી રીતે બગડેલી મનશકિતવાળાઓ તેમ કરે એ સ્વાભાવિકજ લેખાશે જેઓ ખાવા પીવામાં હદથી જ્યાદા વ્યસની હોયછે તેઓ માટે ઉપવાસ સખ્તી અને સંતોષની હારરી લાવવાનું એક અચ્છુ સાધન છે લાંબો વખત સુધી ખોરાકવગર જીંદગી નીભાવી રાખવાનો આધાર તેમ કરનારની દરરોજની ટેવ શરીરનો બાંધો દેશની આબોહવા વિગેરે ઉપર રહેછે ઇંગલાંડની ભૂમિઉપર અગર જો એક શખ્સ આખા દિવસમાં માત્ર બેજવારના ખાણાંથી સંતોષ પામતો હોય તો બેશક એક અસાધારણ માણસતરીકેજ તેને લેખવામાં આવશે બાકી કુદરતનો સમજાય એવો નિયમ છે કે આવી રીતે લાંબો વખત સુધી ઉપવાસ કરવાથી શરીરનો બાંધો સામાન્ય રીતે લથડી જાયછે અને હોજરીનું જોર એટલું તો નબળું પડી જાયછે કે તે પછી કાંઇ પણ ખોરાક પચાવી શકવાની શકિત તેનામાં રહેતી નથી અનુભવ ઉપરથી આ તો સિદ્ધ થયેલી બીના છે કે ગરમ મુલકમા રહેનારાઓ પોતાના શરીરનું ઝાઝુ નુકશાન કર્યાવિના ચોક્કસ વખત સુધી ખોરાકવગર જેટલી સહેલાઇથી રહી શકેછે તેટલી સહેલાઇથી ઠંડા દેશોના વતનીઓ રહી શકતા નથી આફ્રિકા ખંડના લોકો લાંબો વખત સુધી લાંબી લાંબી મજલો આસાનીથી કાપી શકેછે જાનવરોની બાબતમાં પણ એમજ જોવામાં આવેછે અરબી ઘોડાઓ હગનાની ભૂમિઉપર જન્મ પામેલા ઘોડાઓ કરતાં ઘણીજ આસાનીથી પોતાની ગમે એવી કડકતી ભૂખને વશ કરી શકેછે અરબ ઘોડાઓ ઘાસના એક પણ તણખલા યા પાણીના એક પણ ઘુંટ વિના લાંબી લાંબી મજલો કાપવાના દાખલાઓથી આપણે હેરત થયા છીએ જેના સબબો ઉપલા કુદરતી કાયદાથી સહેલથી સમજી શકાયછે

---



# મૂળાક્ષરશિક્ષણ

લેખક—શ્રીયુત ત્ર રે ધોળકીઆ—કરાચી

બાળવર્ગને મૂળાક્ષરો શીખવવામાં હાલની બાળપોથીમાં દીધેલા ક્રમપ્રમાણે આરંભ કરવો એ હવે સર્વ શિક્ષકોના સમજવામાં આવી ગયુ છે આ લેખમાં દરેક અક્ષર કઇ પદ્ધતિએ શીખવવો તે કહેવામા આવ્યુ છે

દરેક મૂળાક્ષર શીખવવાના તેના ૩ ભાગ કરવા (૧) અક્ષરની ઓળખ એટલે અક્ષરનુ વાચન (૨) અક્ષરની રચના અને (૩) અક્ષરનુ લેખન સામાન્ય રીતે શરૂઆતમાં અઠવાડિયામાં એકજ અક્ષર શીખવવો આગળ વધતા રચનામાં ભિન્નતુન થોડાજ તફાવતવાળા બે અક્ષરો અઠવાડિયામા લેવામાં આવે તો હરકત નહિ

અક્ષરની ઓળખ થયા પછીના અઠવાડિયામા તે અક્ષરની રચના શીખવવી અને તે પછીના અઠવાડિયામાં તે અક્ષરનુ લેખન ક્રમ પ્રમાણે લેવુ

## અક્ષરની ઓળખ

(અ) જે અક્ષર શીખવવાનો હોય તે જે વસ્તુના નામને આરંભે આવતો હોય તે વસ્તુ (બાળપોથીમા બતાવેલી) બાળકોને પ્રત્યક્ષ બતાવવી બાળપોથીમા બતાવેલી વસ્તુ ન મળે તો બાળકોના પરિચયની તેવીજ અન્ય વસ્તુ* બતાવવી તેવી વસ્તુ પણ ન મળી શકે તેમ હોય તો પછી તે વસ્તુનુ ચિત્ર બતાવવુ ચિત્ર પણ ન મળે તો પાટીઆ પર તે વસ્તુનુ ચિત્ર દોરી બતાવવુ

(આ) વસ્તુ અગર ચિત્ર બતાવ્યા પછી આ શુ છે? આવો પ્રશ્ન કરવો બાળકો કનેથી ઉત્તર મળે તો સારૂ ઉત્તર ન મળે ત્યારે સૂચક પ્રશ્નોવડે ઉત્તર કઢાવવો તેમા પણ સફળતા ન મળે તો ત્યાર પછી વસ્તુનુ નામ શિક્ષકે કહેવુ

(ઇ) શિક્ષકે વસ્તુના નામનો સ્પષ્ટ ઉચ્ચાર કરવો, પછી પહેલા અક્ષરઉપર ભાર દઇ ઉચ્ચાર ફરી કરવો પછી બાળકો કને ઉચ્ચાર કરાવવો ઉચ્ચારદોષ તરતજ સુધારવો

(ઈ) શિક્ષકે ઉચ્ચાર કરી બતાવી પ્રશ્ન કરવો—આ શબ્દમાં આવા બધા અક્ષરો છે,

* ટીપ—બાળપોથીમાં બતાવેલી વસ્તુ સિવાય જેજે વસ્તુ વારવાર બતાવવામા આવે તેનુ સ્મરણ તાજુ રખાવવાખાતર તે તે વસ્તુઓના ચિત્રોસાથે તેના અક્ષરો કે શદ લખેલો એક ચિત્રપટ વર્ગમાં રાખવો

તેમાંથી આના ઉચ્ચારવાળો કયો અક્ષર છે? ઉત્તર ન મળે તો શિક્ષકે કહેવું

(ઉ) શિક્ષકે તે અક્ષરનું નામ લઇ કહેવું આ અક્ષર કેમ બનેછે તે આજે આપણે શિખીશું

[ઊ] અક્ષરનું પત્તું બાળકોને બતાવવું પછી આ (અમુક) અક્ષર છે એમ કહેવું બાળકોપાસે કહેવડાવવું ત્યારપછી બનાવેલ અક્ષરપરથી ન્હાના કે મ્હોટા અક્ષરે લખેલાં પત્તાં બતાવવાં ફરીથી આ અક્ષર (અમુકજ) છે એમ કહેવું અને બાળકોપાસે કહેવડાવવું પછી રંગીન અક્ષરનાં પત્તાં બાળકોને બતાવવાં અને આ અમુક અક્ષર છે એમ કહી બે-ત્રણ વાર બાળકોપાસેજ કહેવડાવવું (આ વખતે આ અક્ષર કયો છે? એમ પૂછવામાં હરકત નથી.) આવી રીતે એકજ અક્ષરનાં ત્રણ-ચાર પત્તાં શિક્ષક પાસે હોવાં જોઇએ

[એ] તે અક્ષરનું ચિત્ર શિક્ષકે પાટીઆ ઉપર અગાઉથીજ કાઢી રાખવું અને ચિત્રનું નામ લખવું નામમાં પહેલો અક્ષર મ્હોટો કરીને બનાવવો

[ઐ] શિખવવાનો અક્ષર તેના અવયવો (ખડો) સ્પષ્ટ જણાય એવી રીતે ફરીથી પાટીઆઉપર લખવો પછી આ કયો અક્ષર છે? એમ બાળકોને પૂછવું જવાબ ન મળે તો શિક્ષકે કહેવું વળી ફરીથી એક વાર લખવો અને પાછો પ્રશ્ન કરવો ત્રીજી વખતે દરેક બાળકપાસે નહિ શોભતાં સીધે સીધો—અક્ષર પાટીઆપર લખી જવો પછી આ કયો અક્ષર છે? એમ પૂછવું વળી એકવાર અગાઉની પેઠે મ્હોટો અને હાથે કરી બાળકોને પૂછવું આથી બાળકોને તે અક્ષરની બરાબર ઓળખ થશે

[ઓ] અગાઉ શીખી ગયેલા અક્ષરોથી નવો અક્ષર બે-ચાર ઠેકાણે પાટીઆપર લખવો અને તે અક્ષર બતાવવા બાળકોને કહેવું પહેલાં થઇ ગયેલાં અક્ષરોનાં પત્તાં સાથે નવા અક્ષરવાળું પત્તું સેળભેળ કરી દઇ બાળકોને તે પત્તું શોધાવવું

(દરેક બાળકને મૂળાક્ષરનાં પત્તાં રાખવાનું બને તો બહુ સારૂં આ પત્તાં કાગળના અને ૨ પહોળાં જાડાં પૂઠાનાં જોઇએ દરેક પત્તાપર મૂળાક્ષર યોગ્ય વલણ પ્રમાણે લખેલો હોવો જોઇએ પરંતુ તેપર ચિત્ર વગેરે કંઇ ન હોવું જોઇએ) આ પ્રમાણે પાઠ શીખવવાથી અક્ષરની ઓળખ થશે નવા શીખવાયેલા અક્ષરનો જેમાં ઉપયોગ આવતો હોય તેવા શબ્દ અગાઉ શીખેલા અક્ષરનાં પત્તાંપરથી બનાવી લેવાનો તથા તે વાંચી લેવાનો મહાવરો બાળકોપાસે કરાવવો

# વ્હેમી વિજયા

## (એક ટુંકી કથા)

સંપાદક—શ્રીયુત વામનાથજી.

સંધ્યાકાળનો સમય હતો મણિલાલ વકીલના ધર્મપત્ની વિજયાગૌરી પોતાના દિવાનખાનામાં દૃષ્ટિગોચર થાયછે તેના મુખમ ઉપર પત્ર વાંચી લેતાજ ગુસ્સા અને શોકનું વાતાવરણ પ્રસરી ગયું ક્રોધથી તેનું મુખ લાલ બિંબજેવું બની ગયું તે બબડ્યા

શું એઓ મ્હને એવાહા નીવડયા હશે?

– હા—હા અભાગી વિજયા! એઓ એવાજ છે એમાં સંદેહ શો? નહિતર આ પ્રેમી પત્ર કોના પર લખે? અક્ષર તો એમનાજ છે અફસોસ! શું કરૂં? પીયર જઉં? પણ ત્યાં જવાથી મ્હને શો લાભ! અરે! હૃદયમાં સળગતો અગ્નિ પીયર જવાથી શી રીતે શાન્ત થશે? હાય!—વિજયાગૌરીએ જોરથી હાય મારી તેણીના ચક્ષુમાંથી અશ્રુ પ્રવાહ પ્રબળ વેગે વહેવા લાગ્યો

અરે! આ હું શું વાંચુ છું? શું મ્હારા વ્હાલા પ્રાણેશ બદલી ગયા? પ્રેમના પુજારી મણિલાલ પવિત્ર સ્નેહ ત્યજી વ્યભિચારરૂપી નરકની ખીણ તરફ નીચ હવસને વશ થઇ ચસ્યા? ના! ના! એમ તો બનેજ નહિ

ત્યારે આ શું? આ પત્ર, એઓ એવાહા વ્યભિચારી અને દુરાચારી છે ત્હેની ખાત્રી છે, સચોટ પુરાવો છે—હાય! હાય' જે વાક્યો મ્હારેમાટે વાપરતા તે એક પરસ્ત્રી માટે વાપરતા–લખતા એમની કલમ કેમ ચાલી હશે? અફસોસ ધનારી થઇ ગઇ—હાય!——' તેણી કપાળ કુટી બોલી

ગયા બદલાઇ ગયા! પ્રેમાળ મણિલાલ મ્હારા પ્રેમી પ્રાણનાથ હાથથી ગયા! ત્હેમના હૃદયની જગ્યા કોઇ બીજીએજ લીધી જણાયછે! હાય! જેમનું સર્વસ્વ આજસુધી હું હતી તેમણે મ્હને ત્યાગી છે–વિસારી છે—છોડી દીધી છે! મને જેઓ પોતાનું જીવનસર્વસ્વ ગણતા હતા તેઓ આજે મારા નથી! મારા પ્રેમને માટે જેઓ જળવિનાનાં માછલાંજેમ ટળવળતા હતા, એક દિવસ ન મળુ તો પત્ર પર પત્ર લખતા હતા તેમણે મને વિસારી છે—હાય! ઓ પ્રાણેશ! પ્રિય પ્રભુ! મારા પ્રાણાધાર! આપને આ શું સુઝ્યું? સુધા ત્યજી હળાહળ ઝેરને ગ્રહણ કર્યું? શું સ્નેહ આ દીનદાસીનો આપે ત્યાગ કીધો? મ્હેં એવો તે શો અપરાધ કર્યો કે જેથી આપે મ્હારાપરનો પ્રેમ ઓછો કરી તે પ્રેમની અધિકારી કોઇ બીજીને બનાવી! હાય! હાય! મ્હારા પ્રાણાધાર પતિ જેઓએ એક પત્નીવ્રત પાળવાની મ્હારી નજરસમક્ષ પ્રતિજ્ઞા લીધી

હતી તે એમણે આવી રીતે પાળી કે ? શુ એ બધુ મ્હને ઠગવાજ કે ? મ્હને પરણવાજ કે ? પરણ્યાપછી શુ સર્વે પુરૂષે આવાજ બની જતા હશે કે ? હા—હા—તેમજ હોવુ જોઇએ કારણ કે પોતાના હાથમાંહેના ર ત્નની મનુષ્યને કશી કિંમત હોતી નથી પારકી પત્રાવળીમાં મોદક મ્હોટાજ જણાય ! હાય ! મ્હારા પતિની પણ તેવીજ દશા થઇ—પોતાની સ્ત્રી સ્હેજ પરસ્ત્રીતરફ તેમણે નજર નાખી વ્યભિચારરૂપી ઝેરી નાગને દુધ પાઇ ઉછેરવા માંડયો ! અફસોસ ! વિ જયાગૌરીના શોકનો અવધિ થયો આસુઓનો એક સરખો પ્રવાહ રહેતી આંખોમાંથી વહ્યા જતો હતો અને તે દ્વારા તેણીના ગુલાબી ગાલને જળસિંચન થતું હતું !

તેણીએ ટેબલ ઉઘાડયુ—પતિના પરણ્યા અગાઉના એકએક પ્રેમ-પત્રો કાઢયા-વાંચી જોયા ફરી ફરીને વાંચ્યા દરેકે દરેક પત્રો વિજયાના અશ્રુઓથી ભીંજાયા અક્ષરો છે કાયા એકએક પત્રમાના વાકયો પ્રેમપૂર્ણ હતાં પ્રિય હૃદયેશ્વરી પ્રિય હૃદયવલ્લભે મ્હારા ચિત્તની ચોર આંખોની ખાજ આવાં સંબોધનોથી વિજયાને મણિલાલે સંબોધેલી હતી તે પત્રો વાચતાં વિજયાના હૃદયમાં એકાદ પળ આગનો પ્રેમ ઉભરાઇ આવ્યો -પણ હસ્તમાંહેના લવલેટરપર દૃષ્ટિ પડતા તે ઉભરો હૃદયમાં જ શાંત થઇ ગયો તેની જગ્યા તિરસ્કાર અને ગુસ્સાએ લીધી

આજ તેઓ કે ? ત્યારે શુ આ સર્વ ઢોંગ કે ? એ બધા મ્હને ઠગવાનેજ કે ? એમનાં સર્વે વાકયો વચનો આદિ સર્વ ઢોંગજ કે ? હા-હા-હેમાં શંકા શાની ? નહિ તો એઓ પત્ર લખે શામાટે ? ત્યારે હવે મ્હારે તેમના આ પ્રેમ-પત્રો શામાટે સાચવવા જોઇએ ? મ્હારા હૃદયમાં અમૃત-બિંદુ રેડનારા પ્રેમીન દશન જેટલો લાભ આપનારા પ્રેમ-સંદેશ આણનારા મ્હારી આંખની કીકીજેવા એકવારના મ્હારા વ્હાલાના પ્રેમપત્રો ! જાઓ-હમારો આજે છેલ્લો દિવસ છે હમારૂં આયુષ્ય પૂર્ણ થાય છે-જાઓ જાઓ-મ્હારા કાળજાને ધ્રુજાવનારા-મ્હારા ચિત્તને ચનાવ નાર—મ્હારા દિલમાં હોળી સળગાવનાર બેવફા પતિના પ્રેમપત્રો ! જાઓ-મ્હારી દૃષ્ટિથી દૂર થાઓ કહી તેણીએ તે સર્વે પત્રોના ચીરીને ટુકરે ટુકડા કર્યા અને બારીવાટે ફેંકી દીધા અફસોસ ! એકવાર વિજયાએ જે પત્રોને છાતીસરસા ચાંપ્યા હતા જેને પ્રમાવેશમાં જે વિજયાએ અનેકવાર ચુંબનો કર્યાં હતાં તેજ વિજયાએ પોતાના પ્રિય પતિના પ્રેમપત્રો શંકાશીલ બની ચીરી નાંખ્યા—ર કર્યા !

હાય ! હવે મ્હારે શુ કરવુ ઓ હાલા પતિ ! હમને આ શુ સુઝયુ ? એક વારના ધર્માત્મા દુરાત્મા કેમ થયા ? મ્હારા પ્રાણાધાર ! હમારો હાથ આ પત્ર લખતાં કેમ ન અટકયો ? કલમ કેમ ભાંગી ન ગઇ ? ખડીઓ કેમ ન ઢળી ગયો ? હાય ! આ પત્ર લખતાં હમારૂ હૃદય શુ હમને જરાપણુ ડંખ્યુ નહિ ? શુ આપ મ્હને પરણ્યા તે

"વિચાર કરો——

'મ્હને કંઇજ સુજતુ નથી—

'કંઇથી સુઝે? હાય! હું મોહ અભા ગણી!— કરી વિજયા પલંગપર તુટી પડી અશ્વિનાત ગભરાયો તેણીની સારવાર કરવા માટે કોલનવાટર વગેરે લેવા ગયો નોકરો દોડી આ યા ડાક્ટરને પણ બોલાવવામા આ વ્યો પણ વિજયા શુદ્ધિમાં આવી નહિ ક્રોધ કારી જખમને લીધે એકાએક બેભાન ગયાછે એવુ ડાક્ટરે જણાવવાથી મણિલાલના દુ ખમાં ઓર વધારો થયો તેણે પોતાની પત્નીને સુખ આપવામાં કશી પણ કચાશ રાખી નહોતી તેણીની મરજીમાફક ચાલ વામા તે એક જાતની મોજ સમજતો હતો વળી વિજયાને મ્હારાની કાઇપણ ઉપાધિ નહોતી છતાં પણ તેણીને શો કારી જખમ લાગ્યો હશે તે માટે મણિલાલને પોતાના મનને પ્રશ્નો પૂછ્યા પણ સંતોષકારક જવાબ મળ્યો નહિ અને અંતે નિરાશ થયો અડધા કલાકે વિજયા શુદ્ધિમાં આવી

હાય! અફસોસ'

હતા જે તે નથી હમણા

રહેતા—ના રહેવારે——'

તેણી ગણગણી મણિલાલ કંઇ નમજી શકયો નહિ દુ:ખપૂર્ણ હાયે તે તેણીની પાસે બેસી રહ્યા

ચોથી વાર વિજયા શુદ્ધિમા આવી અને સ્ત્રીએ આંખો ઉઘાડી પોતાની પ્રાણપત્નીને બેશુદ્ધિમાંથી ભાન થતી જોઇ મણિલાલ કાંઇક ખુશ થયો તેનુ શોકથી વ્યગ્ર બનેલુ મુખ કંઇક મલકાયુ તેણે વિજયાતરફ સ્નેહ ભરી દૃષ્ટિએ જોયુ પણ તે વિજયાસામે વધુવાર જોઇ શકયો નહિ વિજયાની આ ખોમાથી જાણે ગુસ્સાનો અગ્નિ નીકળતો હયની તેણી તે લાતચોગ બની રહી હતી તેણીની સ્થિતિ દિવાનાને વધુ મળતી આ વતી હતી પોતાના પ્રાણપતિતરફ તેણી તિર સ્કારભરી દૃષ્ટિએ ગુસ્સાભરી આંખે જોઇ રહી હતી —વિજયાની આવી ભયભરી સ્થિતિ જોઇ—આગળકરતા ઓર પ્રમાણની વિજયાને જોઇ મણિલાલ કંઇ થોડો નાજુમ થયો નહિ તેમ તેનુ હૃદય પણ પોતાની પ્રાણેશ્વરીની આવી બેહૂ તથા દુ ખી હાલત જોઇ રહી શકયાવિના રહ્યુ નહિ

પ્રિયે! શુ થાયછે!—

વિજયા આ પ્રશ્ન સાભળી વધુ ગુસ્સે થઇ આડુ આડુ બબડ્યા છતા પણ પો તાનો પતિ જાણે કશામા નથીજ તેમ છેડે હસીને વિજયાને શુ થાયછે એમ પૂછતો જોઇ તેણીની બળતરામા પણ વધારો થયો તે ણીનુ વ્યાકુળ ચિત્ત વધુ સંકુળ બન્યુ ચ્હેરો વધુ ભયંકર થયો ગરીબ બિચારો મણિલાલ! પોતાની પત્નીમા આ ભૂત કયાથી ભરાયુ તે બિલકુલ અટકળી શક્યો નહિ

તે પુન બોલ્યો —

વ્હાલી! ત્હને શુ થયછે?'

'મ્હારો જીવ જાયછે— ઉગ્રતાથી વિ જયા પોકારી ઉઠી મણિલાલની આંખે માથી પાણી પડવા લાગ્યા, તે બોલ્યો—

પ્રિયે ! હ્દને શી વેદના થાયછે ? ડાક્ટરને બોલાવું !

નહિ–નહિ—ડાક્ટરને બોલાવવાનું કશું પ્રયોજન નથી—મારૂં દરદ ગમે તેવા બાહોશ ડાક્ટરથી પણ શમી જવાનું નથી——

એટલે ? વિજયા ! આજે ત્હારૂં ચિત્ત ઠેકાણે છે કે કેમ ? તું આ શું બોલેછે ? વ્હાલી વિજયા ! મ્હારી હૃદયાધાર ! મ્હારી પ્રાણાધિક પ્યારી વિજયા ! તને શું થાયછે ? તારી આવી દુ:ખદ સ્થિતિ મ્હારાથી જોઈ નથી જતી——જણાવ—મ્હારી મધુર મંજુલ મ્હને જલદી જણાવ—

કંઇ નથી–હાલ !— તેણી હવે છુટે મોએ રોઇ પડી હેમી વિજયા ગાભી વિ મા પોતાના દીલની વાત પતિને જણાવી શકી નહિ પોતાના દિલનો ઉભરો ખાલી કરી શકી નહિ અને તેથી નાહક દુ:ખી થાયછે જો તે મણિલાલને પોતાના શોકનું ખરૂં કારણ જણાવે તો લવલેટરનો ખરો ભેદ ખુલ્લો થાય પણ તે તેવી બોલી શકી નહિ

મણિલાલ આખરે થાક્યો અને મોડી રાત્રે પોતાના રૂમમાં જઇને બીછાનાપર ચિંતાગ્રસ્ત વદને પડ્યો ત્હેની સાથે નિંદરી પણ રીસાઇ ગઇ પોતાની પ્રિયાને આ એકાએક શું થયું હશે એ ખ્યાલથી તે બિચારાનું હૃદય દુ:ખી થવા લાગ્યું

આ બાજુ વિજયા પોતાના બિછાનામાં પડી પડી રડ્યા કરતી હતી તેણીએ સઘ નોકર–ચાકરોને ચાલી જવા કહ્યું અને તેણીના હુકમને તેઓએ તુરત માન આપ્યું વિજયા એકલી હતી અનેક ભયાનક વિચારો તેણીના અશાંત મગજમાંથી પસાર થઇ ગયા પણ તેમાનો એક પણ વિચાર કામ લાગે એવો ન હતો

બેચેન સ્થિતિમાંજ પતિ—પત્નીએ રાત્રિ પુરી કરી અને પ્રભાત થયું ભગવાન સૂર્યનારાયણનો ઉદય થતાં અંધકારો ચીરાઈ ગયો. વિજયાની તબીયતમાં કંઇ સુધારો થયો છે કે નહિ તે જોવા સવારના પ્હોરમાંજ મણિલાલ ઉઠ્યો તેવોજ વિજયાના રૂમમાં દોડી આવ્યો અને જે ઉમંગ અને શોકના મિશ્રણસહ તે ત્યાં આવ્યો હતો તેની જગ્યા તદન શોકના શોકેજ લીધી વિજયા તદન બેભાન હતી

હાય—અફસોસ ! મ્હારા જીવનમાં ઝેર રેડાયું !— તેણે કેટલીક વારે બૂમ પાડી

પ્રિયા ! આમ શું કરછે ? તું શાણી છે ધીરજ ધર——ભીખા !—

જી સાહેબ—

જા–ડાક્ટરને બોલાવી લાવ–

હાજી સાહેબ–

નહિ–નહિ ભીખા ! આમ આવ ! મ્હેં ડાક્ટર શું કામનો હતો ? મ્હારૂં દરદ તેનાથી મટશે નહિ—

વિજયા ! હાની વિજયા શાન્ત થા— મ્હને જણાવ કે ત્હને શું થાયછે ?—

કંઇ નહિ—હાય !— મણિલાલે કપાળ કુટયું તે વિજયાને દિવાની સમજવા લાગ્યો

પોતાની પ્રિયાની માઠી તબીયતને લઇને જો કે મણિલાલ આજે કોર્ટમાં જવામાટે નાખુશ હતો પણ એક ઘણો અગત્યનો કેસ તેણે હાથમાં લીધેલો હોવાથી તેને નામરજીએ જવાની ફરજ પડી ટાઇમ થતાં તે કોર્ટમાં ગયો અને તેથી વિજયા—હેમી વિજયાનું હૃદય ઓર વધુ ગુસ્સે થયું જો પોતાનો પતિ તેણીની આવી દુખદ સ્થિતિ જોઇ ખરેખર દુખીજ થતો હોય તો આજનો દિવસ રજા કેમ ન રહે?! એ તો એઓ મ્હને ઠગવામાટેજ આવા પેંતરા કરેછે આવા આવા ખ્યાલો વિજયા—અવિચારી વિજયા કરવા લાગી

'હાય! જો એઓ મને ન ચાહતા હોય તો શામાટે મને ઉપલકીયો પ્રેમ બતાવી ઠગતા હશે?' વિજયા બબડી

હાય—આ મ્હારી શી દશા! એવી તે કઇ વિઘ્નસંતોષી બાઇ હશે કે જેણે મારા સુખનું સત્યાનાશ વાળ્યું? હાય! એ કોણ હશે? અફસોસ!—'

બેચેનીમાં ને બેચેનીમાં વિજયાએ આખો દિવસ પસાર કર્યો? મણિલાલ ટાઇમસર ઘેર આવ્યો અને વિજયાપાસે સુવાના સમય સુધી બેસી રહ્યો લગભગ અગીઆર વાગે તે બિછાને ગયો અને વિજયા એકલી પડી

* * * * *

મધ્યરાત્રિના એક વાગ્યાનો સમય હતો સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતું

એવા સમયે વિજયા— હેમી વિજયા—પોતાના ઘરમાંથી ચુપચુપ બ્હાર નીકળી, તેણીની આંખોમાંથી અશ્રુ પ્રવાહ એકદમ ચાલ્યો જતો હતો ઘરની બ્હાર નિકળ્યા પછી સ્નેહભરી નજર તના ોકથી બારેના હુ પે તેણીએ વિશાળ બગીચાતરફ દૃષ્ટિ નાખી, અને ત્યાંથી ભારી દિલે આગળ વધી

તેણી ચોપાટીના સમુદ્રકિનારા નજીક આવી પહોંચી શુક્લપક્ષની ચતુર્દશી હોવાથી ચંદ્રમા પોતાના પુરબહારમાં પ્રકાશી રહ્યા હતો અને ચાંદનીનો લાભ લેવા આવેલા શોખીન નર-નારીઓ પણ લગભગ વિખરાઇ ગયા હતા કોઇ રડયું ખડયું દૃષ્ટિએ પડતું હતું અને તેથી વિજયાએ કદાપિ કોઇ પોતાને જોશે એવા ડરથી વાલકેશ્વરતરફનો માર્ગ લીધો એ માર્ગમાં સમુદ્ર તરફ પાળ બાંધી લીધેલી છે અને રાત્રિના સમયે એ રસ્તો બહુધા ઉજ્જડ હોયછે તેથી વિજયાને પોતાની ઇચ્છા પાર પાડવામાટે એ સ્થાન યોગ્ય જણાયું તેણી સમુદ્રની પાળઆગળ આવી ઉભી સમય ભરતીનો હતો અને તેથી વિજયાની ઇચ્છા પાર પાડવામાં વાંધો આવે એમ ન હતું

'હાય! ઓ પ્રભુ! મ્હારો આ વાંક માફ કરજે શું કરૂં? પતિ-પ્રેમવિના સ્ત્રીનું જીવન વૃથા છે! મ્હારા પતિએ મ્હને છેતરી હાય! અફસોસ! એમણે મ્હારો ત્યાગ કરી પરસ્ત્રીસાથે પ્રેમ સાંધ્યો હવે આ જગતમાં હું શી રીતે જીવી શકું? સ્ત્રીનું જીવન તેણીનો પતિ છે અને જ્યારે મ્હારો ભરથાર મ્હારો મટી અન્યનો થયો તો હું શી રીતે જીવન ટકાવી શકું?!— પ્રભુ! મ્હને માફ કરજે, ક્ષમા કરજે હું દુખી

છુ—આ જગતમા મ્હારૂ કોઇ નથી પતિ હતા તે પણ હવે અન્યના થયા હાય અફસોસ! સેજે—ઓ દયાળુ કિરતાર! મ્હને ત્હારે આ શરે લે? ઓ ગભીર સમુ! મ્હારી જગ્યા કર મ્હને આશરો આપ હાય! પ્રણામ! પ્રાણ નાથ! અતિમ પ્રણામ!— ફરી જેવી તેણી ઝપલાવવા જતી હતી તેવીજ તેણીને પાછ ળથી કોઇએ પકડી વિજયા વિદ્યુતનો ઝાટકો લાગ્યો હોય તેમ ચોકી તેણીએ પાછુ ફરી જોયુ તો તેણીની દૃષ્ટિએ કોણ પડ્યુ? ત્હેનો સ્વામિ મણિલાલ!!

બેચેન સ્થિતિને લઇને મણિલાલને ઉદ્દગ આવવાથી તે ચાદનીનો લાભ લેવા નિકળ્યો હતો અને મોડી રાત્રિએ પોતાની પત્નીને એકલી જોવાથી શકા આવતા તે તેણીની પાછળ પાછળ ચુપચુપ આ યો હતો વિજયા તો ત્હેને જોતા સ્થાભીજ બની ગઇ

વિ યા! આ સવે શુ છે?—

ત્હમારી બેવફાઇ! મને છોડો મને મરવા દો—

કઇ સાબીતી? તુ શુ જોઇ મ્હારાપર આગ ચઢાવેછે?

મ્હારીપાસે પકી સાબીતી છે અને ત્હમારા પોતાના હસ્તાક્ષર!!

ક્યા છે?—

આ જુઓ—

ફરી તેણીએ એક પત્ર મણિલાલનરફ ફેંક્યો ને વાંચી મણિલાલથી હસ્યાવગર રહેવાયુ નહિ

કેમ હસોછો? શુ? આ કઇ ત્હમારી વ્હાલીપર પ્રમપત્ર લખ્યો હતો?— મ ણિલાલ વધુ હસ્યો વિજયા વિફરી— ચિડાઇ

ત્હમે હસોછો ને મ્હારો જીવ જાયછે— બોલો એ શુ છે?

ત્હારો ભ્રમ છે વ્હાલી!

ના શુ ત્હમારા હસ્તાક્ષર નથી?

છે તે હુ ક્યાં ના પાડુ છુ?

ત્યારે?

પણ એ કોઇ સ્ત્રીપર લખાયો નથી—

અરે! શુ ફોકટ દલીલ લાવોછો? અ દર વ્હાલી હૃદયેશ્વરી વગેરે સબોધનો છે તે સ્ત્રીને નહિ ત્યારે પુરૂષને કે?!

ગાંડી! એ કોઇ સ્ત્રીપર મ્હે પત્ર લખ્યો નથી પણ હાલમા મ્હે જે નવલકથા લ ખવા માંડી છે ત્હેમા નાયિકાએપર લખેનો પત્રછે—

હે—

હા—મ્હે એની ઘણી શોધ કરી પણ કમનસીબે તો ત્હારા હાથમાં આવેલો હો વાથી મ્હને મળ્યો નહિ અફસોસ! કે એક હાના પત્રે જો હુ વખતસર અને આ પો ન હોત તો ખાનાખરાબી કરી નાંખી હોત! વિજયા! વ્હાલી વિજયા! આ તારી કેવી ભૂલ?! ત્હારા જેવી સૌમ્ય સ્ત્રીને આ શુ છાજે કે?

વિજયા શરમાઇ શો ઉત્તર આપવો તે સમજ્યુ નહિ તેણીનુ માથુ મણિલાલના ખભા પર જઇ પડ્યુ મણિલાલે તેણીના મોહક કપોળપર પ્રેમચુમ્બન કર્યુ અને પાછી ફરી ઘરે આવ્યો

વિજયાએ- વ્હેમ-દૂર—કર્યો—હવે તેણીને સ્હેજ પણ શકા પાતા પતિને ખુલાસો પૂ છેછે અને તેથી તેઓનો સસાર સુખમય નિ વડ્યો છે*

* નવીન ની એક કથાને આધારે

# પુરાણ ધર્મપ્રબંધ

લેખક—શ્રીયુત શાસ્ત્રી કેશવલાલ રેવાશંકર—જામનગર.

અનુસંધાન પૃ૪ ૩૬૩ થી

જે રીતે પાણીને બતાવનારો જલ શબ્દ જડ ગુણનેજ જણાવનાર થાયછે તે રીતે જલનો જીવન શબ્દ ચેતનગુણને બતાવનાર છે જેમ જમીનને કહેનારો સ્થિરા શબ્દ પૃથ્વીના સ્થિરગુણને જણાવેછે તેમ પૃથ્વીને કહેનારો જગતી શબ્દ જમીનના ચલગુણને દેખાડનારો છે જેમ શંકરે સઘળુ ચિદ્રૂપ માનેલ છે તેમ શ્રીવલ્લભે બધુ આનંદરૂપ માનેલ છે ઉપરમા પણ દૃશ્ય અદૃશ્યરૂપ ઇશ્વરના ગુણો અથવા તેની શક્તિ તેની સાથેજ રહેછે આથી કોઇએ ઇશ્વરને નિરંદ ધર્માશ્રયી માનેલ છે તો કોઇએ મહામાયાને પણ તેવીજ માનેલ છે આથી જેવાં કર્મો હોય તેવાં તેનાં ફળો મળેછે તેવી રીતે જેવી જેવી સમજણો હોય તેવા તેવાં ફળો પણ મલ્યાવિના રહેતાં નથી જ્યારે દૃશ્યની મુખ્યતા મનાયછે ત્યારે અદૃશ્યની ગૌણતા મનાયછે અને જે વખતે તે દેખાવની દૃશ્ય કાંત મનાયછે ત્યારે નહિ દેખાવવાળાની મોટાઇ મનાયછે

જેઓએ ચિત્ અને આનંદને સર્વમાં ચપોચટ રહેલ માનેલ છે તેઓએ સુખ ને દુઃખ અને જ્ઞાન તથા કર્મને પણ સર્વમાં જુદા શબ્દો કરી ઓછાં વધારે માનેલ છે એમ જાણવુ સૂર્ય અને ચંદ્રવગેરે ગ્રહોઉપરથી કાલની ગણના અને જમીન તથા પાણીઉપરથી દેશોની ગણત્રી થયેલ છે સર્વ દેશો (અર્થો) જેમ ઉભી આડી ચાલથી મળેલા છે તે રીતે ક્રમપૂર્વક સઘળી ઉભી આડી શબ્દોની પ્રવૃત્તિથી આખા જગતમાં મળી રહેલા છે જાડી નજરથી જો કે વધારો લોહીમાં સુખરૂપ મનાયછે અને ઘટાડો દુઃખરૂપ મનાયછે તેમ છતાં બેય દુઃખ ને સુખરૂપ હોવાને લીધે પંડિતોએ વૃદ્ધિ નાશરૂપે સૂતક પાલવાની ગણનીમા ગણેલ છે આથીજ મહાત્માઓ સુખદુઃખમાં ઉદ્ધત નહિ બનવા તથા સમસ્થિતિમાં રહેવા ભલામણ કરેછે જેમ જાડાં પાતળાં ને લાંબા-ટુંકાં શરીરો છે તેમ મનો પણ હોવાને લીધે ઉભી-આડી ગતિ વાળા માણસ પશુ પક્ષીવગેરે ને જલચર જીવો બન્યા છે ને તેઓ સર્વે જુદા જુદા જીવન મરણના નિયમોને ભોગવતા રહેલ છે અસત્ને (અભાવને) ઉત્પાદક ને સંહારક માનેલ છે તેવી રીતે દૃશ્ય (ભાવ) વસ્તુને પણ સંહારક અને ઉત્પાદક માનેલ છે આથી

શિવ અને વિષ્ણુ એ બંનેને દેવો જગતના પોષક ને નાશક મનાયછે આ પ્રમાણે જેટલા પદાર્થો ને શબ્દો છે તે સર્વ ભાવાભાવ ગુણથી વ્યવધાનપણે મનેના છે ને જ્યારે વ્યવધાનપણુ રહેતુ નથી ત્યારે સુખદુઃખપણુ પણ હોતુ નથી આથી જેઓએ મોક્ષને ચાહેલ છે તેઓએ સુખદુઃખ બંનેને ઇચ્છેલા નથી શરીરો તથા મનની ઉભી થાડી ન વૃત્તિને લીધે જે સુખદુઃખો બનેલાં છે તેઓનો અંત મહાપ્રલય (મોક્ષ) સિવાય આવતો નથી માટે મહાત્માઓએ ભક્તિ માર્ગને મુખ્ય માન્યો છે તે એવી રીતે કે જ્ઞાનની મુખ્યતામા કર્મવાદી ભક્ત બનેછે ને કર્મની મુખ્યતામાં જ્ઞાનવાદી ભક્ત બને છે આથીજ શાસ્ત્રમા ભક્તાધીન પ્રભુ અને પરમેશ્વરાધિન ભક્તને માન્યો છે આશ્રય તથા આશ્રયવાળાને ગુણદોષરૂપ કહેલા છે તે ઉત્કૃષ્ટ વસ્તુના ભાવને લઇનેજ જે વખતે સ્ત્રી-પુરૂષ એકબીજાનો આશ્રય કરે છે તે વખતે ગૃહસ્થાશ્રમ કહેવાયછે અને જ્યારે ત્યાગ કરેછે ત્યારે સંન્યાસાશ્રમ કહેવાયછે અને તે સર્વ જીવોમાં છે જે જડરૂપ કર્મને ચૈતન્ય કહેછે તે શબ્દરૂપ જ્ઞાનને (ચેતનને) જડ માનેછે ને જે શબ્દરૂપ જ્ઞાનને ચેતન માનેછે તે કર્મરૂપ જડને ચેતન ખોટુ માનેછે તે બંનેનું કહેવુ રાત્રિ-દિનના નિયમની પેઠે વારાફરતી સાચાખોટારૂપ મનાયછે ને જ્યારે ભિન્નતારૂપ વ્યવહાર રહેતો નથી ત્યારે પરમાર્થરૂપ સત્યજ મનાયછે આથીજ વ્યાસે વેદ સ્તુતિમાં આદિ અંતની સત્યતા બતાવી મધ્યને મિથ્યા માની વ્યવહારમાં ભક્તિ કરવા ભલામણ કરી છે જેમ પુરૂષના સંબંધવાળી સ્ત્રી પુત્ર તથા પુત્રીને પ્રત્યક્ષ ઉત્પન્ન કરનારી છે તેમ પ્રકાશના સંબંધવાળો પ્રકાશ આકાશ ને તેજ બંનેને પેદા કરનાર છે એમ ચોગી લોકો માનેછે અને આ ગગનથી વિરાટ બ્રહ્માથી સર્વની ઉત્પત્તિ વસિષ્ઠ પારાશર વગેરે વિદ્વાનોએ માનેલ છે અને એક ઇશ્વરના સ્ત્રી-પુરૂષરૂપ બે ભાગ થયેલા વર્ણવેલ છે વળી પરબ્રહ્મથી આકાશ તેથી વાયુ વાયુથી અગ્નિ તેથી જલ અને પાણીથી પૃથ્વી થઇ આમ જે વેદમાં કહેલ છે તેની મતલબ પણ ઉપર બતાવેલાં કારણમા સમાઇ શકેછે જેમ જ્ઞાન બુદ્ધિ દૃષ્ટિ સ્મૃતિવગેરે થોડા થોડા ભેદવાળા પર્યાય શબ્દો છે તેમ કર્મ કૃતિ ગતિ ઉદ્યોગવગેરે મળતા પર્યાય અર્થને જણાવનાર છે તેહેર બના પદાર્થો મૂળથી જુદા-ભેળા હોવાને લીધે સુખદુઃખો ને અહિત-હિત પણ ઉત્કૃષ્ટ માનવામાં આવે છે ને લાભ ગેરલાભનો પણ પ્રલય સુધી અંત આવતો નથી જ્યારે દેશ કાલ જડ જીવ જ્ઞાન અને કર્મોનું વ્યક્ત્ય ટળી જાયછે ત્યારે સત્ય બ્રહ્મરિચનિ બની સમજાયછે

જો પુરાણ પરમેશ્વર સર્વરૂપ થયેલ છે એમ માનીએ તો દેશકાલમાં શક્તિ માયા પણ સર્વરૂપ થઇ સર્વનો પોતામાં સંહાર કરેછે એમ માનવુ જોઇએ અને એ વાત માર્કંડેય થકી—સપ્તશતીથી દેખાડેલ છે પરાશરના પુત્ર વ્યાસે ભાગવતમાં સ્વરૂપમાં અવસ્થિતિ

થવી તેને મોક્ષ માનેલ છે, તો જ્યારે સ્વરૂપની ભિન્ન સ્થિતિ ત્યારે બંધ એ વાત સિદ્ધ થઇ તો વ્યવહારમાં જુદાઇ કરી અને પરમાર્થમાં એકતા માની જે સમતા વખાણી છે તે જુદાઇમાંજ ઘટેછે એકમાં સમ શું ? ને વિષમ શું ? આવું છતાં એક સંખ્યાને વિષમ સંખ્યા માની છે, તે શબ્દવાદીના મતપ્રમાણે વ્યાજબી છે પણ અર્થવાદી એક સંખ્યાનેજ સમ સંખ્યા કહેછે આથી જેમ કોઇ ઠેકાણે ને કોઇ વખતે ગુણ દોષરૂપ થાયછે તો વિધિથી દોષ પણ ગુણરૂપ થાયછે આવી વસ્તુ સ્થિતિને લીધેજ સયગુ સુખરૂપ દુઃખરૂપ, દુઃખના પેટમાં સુખરૂપ અને સુખના પેટમાં દુઃખરૂપ આમ મુખ્ય ચાર ભેદથી માનેલ છે તે યોગ્ય છે જો દૃશ્યનો લય અદૃશ્યમાં થાય તો કદાચ અદૃશ્યનો લય દૃશ્યમાં ઘટેછે આજ વાત વાસ્તવ છે ને એથી સત્કર્મસહિત જ્ઞાનવાળા જનક, અંબરીષવગેરે રાજા ઉત્તમ પદને પામ્યા છે અને જ્ઞાનની વિશેષતાવાળા કર્મ (ભક્તિ) થી શુકદેવ નારદ વગેરે ઉત્તમ પદ મેળવી ગયા છે આથીજ જ્ઞાનવગરની ભક્તિ (કર્મ) ને શુષ્ક (લુખી) માની છે અને ભક્તિ (કર્મ) વગરના જ્ઞાનને શુષ્ક ગણ્યુ છે

મીમાંસકોએ પ્રકાશ અને અંધકારને જુદા કહેલ છે તે વ્યાજબી છે કણાદે અંધકારને દીવાનો અભાવ નામે જુદો પદાર્થ માન્યો તે મુવા નહિ ને પાછા થયા એ કહેવતની માફક બીજા શબ્દથી અંધકારનેજ સ્વીકાર કર્યો છે, માટે સદ્ગ્રંથોએ દુરાગ્રહી નહિ થતાં

સગુણ નિર્ગુણ અને સાકાર-નિરાકાર સ્વરૂપોને સમય દેશને અનુસરી માનવાં તેમાંજ સૌનું શ્રેય સમાયેલ છે ગુપ્ત જાહેર પણ ઉલટપાલટ ભેગા ને નોખા ગણ્યા છે ઉદાહરણ જ્યાં પાણી જાહેર છે ત્યાં જમીન છુપી છે અને જ્યાં જમીન જાહેર છે ત્યાં પાણી છુપું છે એવા મેળને લીધે કણાદ મુનિએ પાંચમહાભૂતના ગુણોને પ્રત્યક્ષ માનેલ છે તે છતાં જે તે ગુણોને અતીન્દ્રિય વસ્તુના ગુણ માનેછે તે ઇન્દ્રિયોને ઉંડાણથી પ્રત્યક્ષ નથી માનતા આ બંને વસ્તુના અથવા બે રૂપની અતર્ક્ય શક્તિને લીધેજ દેશ ને સમય ચેતન ને જડનું બંધનપણું માનવુંજ પડેછે અને તેથી પુણ્ય ને પાપ પણ સાથે રહેછે તે એનો અંત મહાપ્રલયમાં થાયછે કે જેમાં કર્તા હોવાનું કે કરવાનું મનાતું નથી જે પતિવ્રતાના ધર્મની મહત્તા ભારતવગેરે પુસ્તકોમાં જણાવી છે તે પુરૂષની ઇશ્વરતાને બતાવેછે અને પત્નીવ્રત ધર્મનો જે મહિમા રામચન્દ્રજીવગેરે મહાત્માઓએ માન્યો છે તે પ્રકૃતિ (માયા) ની મોટાઇનેજ સિદ્ધ કરેછે આથી રાત્રિમાન સમયમાં જેમ દિવસના માનની હલકાઇ હોયછે તેમ દિવસે રાત્રિના માનની ઓછાઇ થાયછે

શીતવીર્ય દેશમાં ઉષ્ણવીર્ય મુલકની મુખ્યતા નથી અને ઉષ્ણાધિક દેશમાં શીતમુલકની મુખ્યતા નથી હોતી જેમ સરખા રાતદિવસ જગતને હોય તેમ સરખી ટાઢ ને તાપવાળો કોઇકજ દેશ હોય આથી સ્ત્રી ને પુરૂષો પણ બધે ભાગે સરખા હોતા નથી તેને લીધે સમાગમમાં મૈત્ર્ય અને મૈત્રનો ભાવ મનાય

# કેળવણીવિરૂદ્ધ વગરનામની સોસાયટી

લેખક—શ્રીયુત "સ્નેહયોગી" ધુલીઆ—ખાનદેશ

અનુસંધાન પૃષ્ઠ ૩૨૦ થી

તેઓએ જોરથી પરંતુ અપૂર્ણ પ્રયત્ન પણ તે હાનિકારક શિક્ષણ-પ્રચારને રોકવાનો કર્યો હતો ભારતીય ઇતિહાસના પ્રત્યક્ષ વાચકોના લક્ષમાં આ વાત ઘણી સરસ રીતે આવેલી છે કે પ્રાચીનકાળમાં આર્યોનું દરેક રીતનું સાહિત્ય સંસ્કૃત ભાષામાંજ છપાયેલું હતું અને સંસ્કૃત ભાષાનો બ્રાહ્મણોએ ઇજારો લીધેલો હતો બ્રાહ્મણો—તેર શૂદ્રજાતિ જે તેઓનાથી આબાદીમાં વધુ પ્રમાણમાં હોવા છતાં બ્રાહ્મણોની સંસ્કૃત ભાષા શિખવા પામતી નહોતી કારણકે બ્રાહ્મણોએ તેનો ઇજારો લઇ ઠેઠ આ કર્યો હતો કે શૂદ્રજાતિને સંસ્કૃત ભણવાનો અધિકાર નથી, કોઇપણ શૂદ્રજાતિની કોઇપણ વ્યક્તિ બ્રાહ્મણસમાજની બોલી બોલે તો તેને દંડ કરવામાં આવતો હતો—શિક્ષા કરવામાં આવતી હતી મનોવિચાર પ્રગટ કરવા સિવાય ભાષા અન્ય ઉપયોગમાં આવતી નથી કેવળ દરેક પ્રકારનું જ્ઞાન પ્રગટ કરવામાટેજ ભાષાની આવશ્યકતા હોયછે અતએવ આ બાબત સમજવામાં યત્કિંચિત્ પણ અડચણ આવતી નથી કે સંસ્કૃત ભાષાનું પઠન-પાઠન સર્વ સાધારણ વ્યક્તિઓને માટે વર્જિત કેમ રહ્યું ? સર્વ સાધારણ જનસમાજમાં શિક્ષણનો પ્રચાર થવાથી કેવા કેવાં બુરાં પરિણામો ઉત્પન્ન થવા પામશે તેમજ સાદા-ભોળા મનુષ્યોઉપર કેટલી વિપત્તિઓનું વાદળ આવી પડશે આ પ્રકારની સર્વ બાબતોનો નિશ્ચય તે સમયના ખરેખર લોકનેતાઓએ અવશ્ય કરી રાખેલો હતો તેઓએ શિક્ષણ-પ્રચારની ઉન્નતિ પૂર્ણતયા રોકવાને માટેજ એ બુરા પ્રયોગોના મૂળઉપર કઠોર આઘાત કર્યો હતો અતએવ, શિક્ષણ-પ્રચારનું એક સાધન માત્ર સંસ્કૃતભાષાનું પઠન-પાઠન, સર્વ સાધારણને માટે નિષિદ્ધ કરી રાખવામાં આવેલ હતું

મહાશયો ! પ્રત્યેક ભારતીયને આપણા પ્રાચીન ઇતિહાસમાં આ વાર્તા-દૃષ્ટાંત વાંચતાં પ્રસન્નતા થતી હશે કે તેઓના બાપ-દાદાઓ પ્રાચીન સમયમાં પણ શિક્ષણ-પ્રચારને દૂર તો પહોંચાડવામાં અત્યંત કઠિન તેમજ મહત્વના કાર્યમાં આગળ પડતા હતા તેઓ પોતાનાજ ભાગ્યઉપર સંતુષ્ટ હતા. તેઓનો સમય આજકાલના સમયથી હજાર ગણો સરસ હતો તે લોકોએ એવી સુખ-શાન્તિ

નો ઉપભોગ કર્યો હતો કે, આ નવા યુગમાં કોઇપણ વ્યક્તિના નસીબમાં એ ઉપભોગ હાંસલ થવા પામ્યો નથી આ બાબતમાં કોઇને પણ સંદેહ રહે તેમ નથી આ બાબત તો ઐતિહાસિક સાચી બનેલી વાર્તા છે યદિ તમો ભાઇઓ તેઓના અપ્રમેય ઉચ્ચ સ્થિતિનાં કારણોઉપર વિચાર કરશો તો નિર્વિવાદરૂપથી આ પરિણામઉપર આવી પહોંચશો કે તે લોકો સારી સ્થિતિમાં એટલામાટે હતા કે તેઓ શિક્ષિત નહોતા તેઓ સારી સ્થિતિમાં તેમજ ભલા એટલામાટેજ હતા કે તેઓ અજ્ઞાની હતા કે તેઓ ઉચ્ચ તેમજ શ્રેષ્ઠ સ્વભાવના એટલામાટેજ હતા કે તેઓને સ્કૂલો તથા કોલેજોનું શિક્ષણ મળવા પામ્યું નહોતું સત્ય વાત તો એવા પ્રકારની છે કે આપણા દેશનો સૌભાગ્યનો સૂર્ય જેમ જેમ શિક્ષણ-પ્રચારની સાધારણ જનસમાજમાં વૃદ્ધિ થવા લાગી તેમ તેમ નિસ્તેજ થતો ગયો શિક્ષણ-પ્રચારની અપેક્ષા કોઇ અન્ય ભારી આપદા તે જાતિઉપર નિસંદેહ આવવા ના પામી હોત કે પ્રાચીન સમયમાં જે જાતિ અજ્ઞાન પ્રચારના સબબે અત્યંત ઉચ્ચ-સ્થાન ભોગવતી હતી કેવી રીતે શિક્ષણ-પ્રચારરૂપી ચાબુકથી અમારી જાતીય ઉન્નતિની રીઢને આસ્તે આસ્તે તોડી પાડવાનો આરંભ કર્યો? તે વિષયને સ્પષ્ટ કરવામાટે ઇતિહાસનાં પાનાં થાવવાની મૂર્ખતા હું કરીશ નહિ કારણ બાબતને સ્પષ્ટ કરી દેવામાટે મ્હારે ઐતિહાસિક દૃષ્ટાંતોના ઢગને ઢગલા રચવા પડશે જેનું પરિણામ એ થવા પામશે કે તમો ભાઇઓ જ્ઞાનસંપન્ન બનવા પામશો અને તે એક એવી વાત બની જશે કે જેના પ્રતાપથી મારે સદૈવ દૂર રહેવું એજ મ્હારૂં પ્રથમ કર્તવ્ય છે અન્યથા હું આ સભાના અગ્રભૂતોની સન્મુખ વિશ્વાસઘાત કરનાર અપરાધીતરીકે પ્રમાણિત થવા પામીશ

આપણી લીગના પ્રત્યેક અગ્રભૂતનું કે જે આવી મહાન્ સભાનું કર્તવ્ય છે તે પોતાની પ્રતિજ્ઞાઓનું પાલન કરે—અર્થાત્ દરેક પ્રકારના શિક્ષણ-પ્રચારમાં હરકતો ઉપસ્થિત કરીને અજ્ઞાન-પ્રચારના કાર્યમાં વ્યાપૃત થા રહે ત્યારે મારાતરફથી તમો ભાઇઓને આવા પ્રકારનો સદુપદેશ દેવાનું જણાવવામાં આવે છે તો પછી તમો ભાઇઓ મ્હારાતરફથી એવી આશા સ્વપ્ને પણ કરી શકનાર નથી કે હું મ્હારા કાર્યક્રમથી તેના મુખ્ય સિદ્ધાંતથી એક રતિભાર પણ અલગ થઇ શકીશ શિક્ષણ-પ્રચારના સાથીદારોનો ગમે તેવો ઇતિહાસ જાણવામાટે મને પ્રલોભન કેવા પ્રકારનું કયા ન મળે-આપવામાં આવે તોપણ હું મારી શક્તિઅનુસાર જીવનપર્યંત તેની વિરૂદ્ધજ ઉતરીશ એક તો મારું ધ્યેય પવિત્ર છે અને બીજું આજકાલના શિક્ષણ પ્રચારના હિમાયતીઓનું આ ગેલન સમગ્ર પ્રમાણમાં છે

અપૂર્ણ

# માનસિક વ્યાધિઓ

## નિદાન, ચિકિત્સા તથા ઉપચારસહિત

લેખક —શ્રીયુત કરમઅલી રહીમઅલી નાનજીયાણી, બી એ —કેરા-કચ્છ

મગરરી, અભિમાન કે બડાઈ —આ રોગ બહુ વિસ્તારવાળો છે વળી તે બીજા રોગોને જન્મ આપેછે માટે પ્રથમ હાથ ધર્યો છે

### ઉત્પત્તિ તથા નિદાન

(૧) ખાનદાન (૨) દોલત (૩) અધિકાર (૪) બુદ્ધિ કે જ્ઞાન માટે ઉત્તમ વિચાર

### રૂપ, લક્ષણ તથા નુસખા અથવા ચિકિત્સા

(૨) તમારા બાપદાદાઓએ ખ્યાતિ મેળવી તેમા તમે શી બાબતમાં તરનાર મારી? તમને શો હક છે કે તમારા વડવાઓએ મેળવેલી નેકનામીમાટે તમે બીજાઓના તરફ તિરસ્કારની દૃષ્ટિથી જુઓ? તમારા વડીલો પોતાની પાછળ સારૂં નામ મુકી ગયા તે માટે તમે બીજાઓ તરફ તોછડાઇથી વર્તો એ શુ તમને પોતાને કે તેમના નામને ખોટુ લગાડના જેવુ કુસ નથી? તમે બડાઇ કરો તેથી તમે મહા પુરુષ કે કુલીન ઠરતા નથી પણ પોતાને હલકા ખાનદાનના પ્રતિપાદન કરોછો

બડા બડાઇ ના કરે,
ઔર બડા ન બોલે બોલ
હીરા મુખસે કબુ કહે
લાખ હમેરા મોલ

રૂપીઓ પોતાની કિંમત ખણખણાટ કરી જાહેર કરેછે પણ પોનો ઝાબેરો પદાર્થ ખણખણ કે ઝણઝણ કશુએ જાણતો નથી

તોછડાઇ તજી વિનય તથા નમ્રતા ધારણ કરો વશીકરણની ખરી વિદ્યા એમા સમાયલી છે

'શામળ વિદ્યા વશીકરણની વિનયવિવેક વાસો વસે' પ્રખ્યાત કવિ તુલસીદાસ કહે છે કે —

તુલસી મીઠે વચનસે સુખ ઉપજત ચહુ ઓર
બશીકરન એ મંત્ર હય, તજીએ બચન કઠોર

મનહર ૭૬

જગત આ જુઠુ જાણ
માયા છાયા સમજીને
ધ્યાન દઢ રાખી ખુબ,
ભજ ભગવાનને
ચાર ચાર દહાડાનું છે
ચળકતુ ચાંદરણ
ભૂરે કેમ વિદ્યાવાન,
તજ અભિમાનને

(૨) લક્ષ્મી બહુ ચચળ છે શુ તમે જાણતા નથી કે અનેક લક્ષાધિપતિઓ અ ણધારેલી રીતે નાદાર બની જાયછે અને તે મની જાહોજલાલી ક્ષણવારમા નાબુદ થાયછે જેના રા યભડારમાં કરોડો રૂપીઆ હતા એવા લીડીઆના રાજા ક્રીસસને જયારે ધગધ ગતી ચિતામાં હવ્યેની દેવા લઇ જવામા આ યો ત્યારે શા કારણથી તેણે સોલન સોલનનો પોકાર કર્યો હતો એ ઇતિહાસનુ જાણીતુ દૃષ્ટાંત યા કરી જુઓ તમારી સ્મરણશક્તિ જરા સતેજ કરો શુ તમારા પોતાનાજ વખતમાં અ ળક દ્ર યવાળા લોકો અ પ કાળમા ભિખારી બની ગયેના એવા દાખ ના બ યા નથી? તમારી વય કદાચ કાચી હોય તો બીજાઓને પૂછી ખાત્રી કરો માલ મકાન ખજાનો બધુ અહીંજ રહેવાનુ ખા લી હાથે આ યા અને ખાલી હાથે જવુ છે

સુનકો મકાન ખજાના
લશ્કર હુઆ તો ફીર ક્યા હય
કિતને દિનોયે ઉન થા
નવાબ હય યે ખા હમ
યે પજ હઝારી
યે આની ખાનદાન હય
દેખા તો એક ઘડીમે
નહિ નામ ના નિશાન હય

(૩) તમારી સત્તા કેટલા દહાડા ટકશે તેનો ક ઇ વિચાર કર્યો? કોઇ વાર એમ બનેછે કે પૌરી રસ્તે પ્રમાણિકપણે ચાલતાં ઓચિંતો છીનવી લેવાયછે તો પછી જુનનુક કે કુમાગ બધી બોલવાનું શુ રહ્યું?

Depend not on fortune or might
For either may change in a night

અર્થ—સમૃદ્ધિ કે સત્તાઉપર આધાર રાખશો નહિ કારણકે એકજ રાત્રિમાં બન્ને ફેરફારને આધિન છે

૪ અમુક વિષય કે વિષયોમા તમારૂ જ્ઞાન કદાચ વખાણવાજેવુ હશે પણ શુ એ શ ક્ય નથી કે તમે જે શબ્દપ્રતિ તેને છેક અજ્ઞાની સમજી તિરસ્કારયુકત અભિમાન દ રશાવિછો તેનું જ્ઞાન બીજા વિષયોમાં અ થવા એકદરે તમારા કરતાં પણ ચઢીઆતું હોય? નીચેનો શ્લોક જરા ધ્યાનપૂર્વ વાંચશો?

यदा किंचिज्ज्ञोऽहं
द्विप इव मदान्ध समभवम्
तदा सर्वज्ञोऽस्मी
त्यभवदवलिप्त मम मन ।
यदा किंचित्किंचिद्
बुधजनसकाशादवगतम्
तदा मूर्खोऽस्मीति
ज्वर इव मदो मे व्यपगत ॥

અર્થ—જ્યારે હુ થોડુ ભણ્યો ત્યારે મ ત હાથીના જેવો ગર્વિષ્ઠ બ યો અને હુ સર્વ જ્ઞ છુ એવુ મારા મનવિષે અભિમાન થયુ જ્યારે હુ ડાહ્યા લોકો પાસેથી જેમ જેમ જરા જરા વધારે જાણતો ગયો ત્યારે મે મારી મૂર્ખ જોઇ અને મારૂ અભિમાન તાવની પેઠે ઉતરી ગયુ જેમને મન કે મોટી પ વી એકદમ પ્રાપ્ત થાયછે તેમના મનમા

અહંકાર ઉભરાઇ જાયછે જેઓ પાયરીદર પાયરી ચઢતા જાયછે તેમનામા એ પણ જવલ્લેજ દીઠામા આવેછે

અહંકારનો ઇષ્ટ મિત્ર દુરાગ્રહ છે અને બહુધા તે રોગીને બહેકાવવા અર્થે તેની સમક્ષજ રહેછે "અન્ધી ઘોડી જો મયને કરી" એ કહ્યુ તેજ સાચુ

સીમા ધે હદ—તમારૂ પોતાનુ માન જળવવામાટે તમે પ્રયત્ન કરો ત્યાંસુધી તમે વાજબી છો, પરંતુ બીજાઓને તુચ્છ ગણી તેમના તરફ તિરસ્કાર દર્શાવો એ અયોગ્ય કહેવાય, તમે થોડુ ખોનો તેમજ કસુરનિના ક્રોધના કાલાવાલા ન કરો એ કંઇ કપકાને પાત્ર નથી કમસુખનીનો ખોટો અર્થ કરી તમને ક્રોધ મિજાજી ધાર તો તેનીજ ભૂલ ગણાય

અભિમાન એ પાપનુ મૂળ ગણાય છે અંગ્રેજીમા જાણીતી કહેવત છે કે 'Pride is an ill horse to ride' એટલે કે સ્વારી કરવામાટે ગર્વરૂપી ઘોડો નઠારો છે અર્થાત્ એના ઉપર સ્વારી કરશો તો તમને પટકી નાખશે

'તુજ મન હય અભિમાન બહોત,
મન તેરા ઉસ પીછે જાવે
અભિમાન શયતાન હોનુ દુરીજન,
તેરે મનકો બહોત દોડાવે
જો અપની ભલાઇ ચાહો,
તો તુમ અભિમાન દૂર કરો '
(મયખાકે કનામ)

અપવાદ—

સ્વદેશાભિમાન એ દુર્ગુણ નહિ પણ સદ્ગુણ સમજવો

## ગુસ્સો અથવા ક્રોધ.

ક્રોધી માણસ પોતાનોજ શત્રુ છે, પોતાનુ લોહી બાળ્યા પછી તે બીજાનું બાળે છે એ રોગ બહુ હઠીલો છે કેટલીકવાર તો રોગીષ્ટ સારી રીતે સમજે છે કે હું અયોગ્ય કામ કરૂ છુ છતાં મનની નબળાઇને લીધે પોતાના ઉપર અંકુશ રાખી શકતો નથી વળી એ રોગ ઉન્માદથી ભરપૂર છે ગુસ્સામા આવેલ મનુષ્ય કોઇ વાર લાકડી કે ગમે તે હાથમા હોય તે છુટે હાથે સામા ધસીને મારેછે અને તે એટલી હદસુધી કે કોઇવાર સામાનો જીવ જતો રહે ત્યાંસુધી પણ પ્રચંડ ક્રોધ પાછો હઠતો નથી જેમ સખ્ત ધરતીકંપથી શહેરોનો નાશ થાયછે તેવીજ રીતે અધમ ક્રોધ પોતાની આસપાસ પાયમાલી ફેલાવેછે સાધારણ ક્રોધને આધીન તો સૌ મનુષ્ય છે અને તે હદમા હોય ત્યાંસુધી રોગ ગણાય નહિ

ક્રોધ આગ વિકરાળ છે,
બુદ્ધિ બાળે ખાસ,
ચતુર હોય તો ચેતીને,
કરજે એનો નાશ
(કરમકાવ્ય)

## ઉત્પત્તિ તેમજ નિદાન.

પ્રચંડ કોપ અભિમાનને પેટ અવતરે છે 'આવુ બેઅદબી ભરેલુ વાક્ય એ બોલ્યોજ

હસદસે વોહ જલતા રહેવે
જયુ આગસે દેખો જલે કુવાબ

હસદ× કીના‡ છોગ ભાઇ
દિલસે નિકાલો હસદ કીના

હસદ કીનેસે કાહેકો જલતે
કાલક હય તુજહે દુનિયામે જીના '

લાલચ —ધનપ્રાપ્તિમાટે અસાધારણ તૃષ્ણામાંથી એનો જન્મ થાય છે અને તે માનવીને અનેક અપરાધોમાં હડસેલી દેછે કેટલાકનો તો સિદ્ધાંતજ એ છે કે પૈસો એજ અમારા પરમેશ્વર લાવ લક્ષ્મી લાવ લક્ષ્મી એજ તેમને સર્વદા ઝંખના રહેછે સત્ય અસત્ય ન્યાય કે અન્યાયનો તેમને વિચારજ આવતો નથી

### નુસખો કે ચિકિત્સા

મહાન્ નાટકગુરૂ શેક્સપીઅરે અમૂલ્ય વચનો કહ્યાં છે તે એ રોગનો રામબાણ ઉપાય છે Poor and content is rich and rich enough ગરીબ અને સંતોષી ધનાઢ્ય છે એટલુંજ નહિ પણ તે પૂરતી રીતે શ્રીમંત છે શેખસાદીના બોધ પી ઝરણમાંથી પણ એજ ઔષધ મળી આવેછે અર્થહિનાઅથ તવાગરમ ગ ન કે વરાયતો હીય ન આમત નીરત હે સંતોષ! તુ મને તવંગર બનાવ કેમકે તારા કરતા વિશેષ કલ્યાણકારી વસ્તુ એકે નથી સંતોષનો ખોટો અર્થ લેવો નહિ પોતાના કે પારકાના કલ્યાણ અર્થ દોષરહિત પ્રયાસ તો ચાલુ રાખવો ચઢિનું મઢાણજ નવૃત્તિઉપર છે માટે ઉદ્યમ તો અવશ્ય છે

દુનયા ાર સબમન દુખી
ધનાજ યે હય જો લાલચ છોડા

દિલકી કિસ્તીકો* તોફાન લગા
[ નારેતરફ મુખ મોડો

જિસને પકડા કિનારા ખરા
ઔર હોગા સબ લોભ જ ભાગ

ઉસ મનમે દુખ કભી ન આવે
પલપલ જ્યારે હોવે ખુશાલ

લાલચ તજી દીધા વિના સુખ સંપાદન કરી શકાય નહિ સો રૂપિયા હોય તો બમણા માટે તૃષ્ણા થાય બમણે ઉપરથી પાંચસે પાંચસે ઉપરથી હજાર અને હજાર ઉપરથી લાખતરફ મન લલચાઇને દોડેછે

કંચન કંચન કયમ ચહે
પારસનો કર સંગ

પારસમણિ સંતોષ છે
ઘર બેઠે છે ગંગ

તમા† સબ છોડો
તો હોવે જીકો આરામ

કે દુનયાકા લશ્કર
કભી ન હોગા તમામ

### અફસોસ કે બળાપો

કઇ પ્યારેલી વસ્તુ પ્રાપ્ત ન થઇ કે પોતાની વસ્તુ ગુમ થઇ તેને માટે બળાપો ક

× હસદ-અદેખાઇ ઇર્ષા. ‡ કીના—વેર * કિસ્તી—વહાણ † તમા—લાલચ

રવો વ્યાજબી ગણાય? વિચારી જુઓ એ બળાપો બે રીતે નિરર્થક છે કેમકે જો એ ખાયલો પદાર્થ ફરી મેળવવામાટે ઉપાય હોય તો તે યોજવા જોઇએ અને દેખીતુ છે કે તેમ હોય ત્યારે બળાપો કરવા કશુ કારણ રહેતુ નથી વળી જો તે મેળવવા બિલકુલ ઇલાજ ન હોય તો તેને માટે પણ બહુ ખેદ કરવો એ મિથ્યા છે અગ્રેજીમા કહેવત છે કે —What cannot be remedied is not to be regretted જેનો ઇલાજ નથી તેને માટે દિલગીરી હોવજ નહિ પૂરે હૈ વોહી મર્દ જો હર હાલમે ખુશ હૈ આ વચન પ્રમાણે દુનિયાની માનવી દરેક પ્રસગે વરતી શકે એ બનવુ લગભગ અશક્ય છે પરતુ જો મન ઉપર બરાબર અકુશ રાખવામાં આવે તો બળાપો તમા પ્રવેશ કરી શકે નહિ. પોચા મનના માણસો વારવાર બોલેછે કે અમારા ઉપર જે સકટ આવ્યુ છે તેનુ વર્ણન થઇ શકે નહિ અને તેવુ ભારે સકટ બીજા કોઇઉપર આવ્યુ જ નહિ હોય આવી રીતે લાબા સમયસુધી તેઓ હાય અફસોસ કરતા રહેછે તેમને ખબર નથી કે એવો કોઇ દુખનો ભાર નથી કે જે કાળના પ્રભાવવડે હલકો ન થાય * પ્રાર્થના કરવાથી દુખનો બોજો હલકો થાયછે જગતમા જન્મ પામ્યા એટલે કેટલુક દુખ તો અનિવાર્ય થઇ પડે છે કોઇવાર એમ બનેછે કે પુત્ર અથવા જેના ઉપર અત્યત વહાલ હોય તેવુ બીજુ કોઇ સગુ મરણ પામે ત્યારે મનવિષે એવુ કઇ ઉદ્દભવેછે કે હવે મારાથી જીવાય નહિ— મારી જીવનદોરી તુટી પરતુ ઘણા દાખલામા એમ બનેલુ છે કે માત્ર થોડા મહિના પછી ગમે તેવો વિકટ જણાતો વિયોગ સહેલથી વીસરી જવાયછે વેપારમા મોટુ નુકસાન થય અથવા ઘરને આગ લાગે ત્યારે નબળા મનના માણસો છાતી કુટી રૂદન કરેછે

હાય વોય દુનયા કહે
ઘરકો લગ ગઇ આગ
કરમ કહે ના ાન નરે
સબ રહ લે ભાગ

આવે પ્રસગે સબુરી અખત્યાર કરવી એજ ખરો માર્ગ છે ગતસ્ય શોચના નાસ્તિ એટલે કે જે કઇ થઇ ગયુ એને માટે શોચના કરવી નહિ એક વેપારનો તોટો આવે તો બીજામાં નફો થાય એ કઇ અસભવિત નથી ઇશ્વર ઉદ્યોગીને સહાય થાયછે વળી એમ પણ યાદ રાખવુ કે સકટમા કેટલાક લાભ સમાયલા છે મિત્રમડળમાથી ખરા અતકરણથી આપણને કોણ ચાહેછે અને તાળી મિત્ર કોણ છે તે સકટ સમયે પારખી શકાયછે Sweets are the uses of adversity સકટમા સમાયલો અનુભવ ગુણકારી છે એવડે અહકારનો છેદ થાયછે પરમેશ્વરના સ્મરણતરફ વધારે લક્ષ અપાયછે

* Earth has no sorrow that Heaven cannot heal

જેણે સાચુ જ્ઞાન સંપાદન કર્યુ છે તેને કંઈ બળાપો થતો નથી ભવસાગરનાં મોજા ગમે એટલાં ઉછળતાં હોય તોપણ તેને દરકાર રહેતી નથી

અપાર સિંધુ મહાજળ ઉંડા
મમને મન સેલ જો
અનિતે ઉપેઇ નહિ લાગે,
મહા મણિને મેન જો

### મૌતનો ખોપ કે ડર

મરણ પછી આપણે કયાં જઈશું આપણા શા હાલ થશે એવી રીતના સંકલ્પ વિકલ્પ કર્યાથી તે માટે ભીતિ ઉપજે છે મોતનું ખરૂં લક્ષણ શું છે તે વિષેની સમજણની ન્યુનતાથી વાસ્તી ઉત્પન્ન થાય છે બાળકને આપણે અંધારામાં લઇ જઇએ તો તે ડરેછે તેજ રીતે મોત એ શું તેની ખરી સમજના અભાવથી મનુષ્ય તેને માટે ડર રાખેછે પ્રથમ મનુષ્યની વ્યાખ્યા આપણે તપાસીએ

જે પ્રાણી બોલેછે, વિચાર કરી શકેછે પોતાની શક્તિનો ભલો કે ભુંડો ઉપયોગ કરી શકેછે અને જેને મરણને શરણ થવુ છે, પરંતુ જેના દેહમાં રહેલુ અલૌકિક તથા અમૂલ્ય તત્વ અમર છે તે પ્રાણી મનુષ્ય

ઉપલી વ્યાખ્યા પૂરી કરવા મરવું તો અવશ્ય છે તોપછી ડરવાથી શો લાભ થવાનો હતો? ડર કોને હોય? દુષ્ટ કામ કરનારનેજ હોઇ શકે

### નુસખો અથવા ચિકિત્સા.

મરણના ડરને બદલે પરમેશ્વરનો ડર રાખો. કોઇ પણ કાર્ય કરતા પહેલાં મનવિષે એમ દૃઢ સિદ્ધાંત સ્થાપિત કરો કે જે હું કરવા ધારૂંછુ તે પરમાત્મા જુએછે અને શા હેતુથી હું કરવા ધારૂંછુ તે તમામ તે જાણેછે મારો ખરેખરો રક્ષક તેજ છે

The Lord is my shepherd
I shall not want
My mind on Him is stayed
And though through the valley
Of death I walk
I shall not be afraid

અર્થ —મારો રક્ષક પ્રભુ છે મને કોઇ પ્રકારથી દરકાર રહેશે નહિ મેં મારૂં ચિત્ત તેનમાં પરોવ્યુ છે અને જો કે હું મોતની ખીણમાંથી ચાલ્યો જાઉ તોપણ મને ભય લાગશે નહિ

ખુદાનો ખોફ રાખો એ નાનુસરખુ પણ બહુ વિષયગ્રાહી તારવવાનુ વાક્ય છે સમગ્ર નીતિશાસ્ત્રનો પાયો એની ઉપર રચી શકાયછે લેટીન ભાષામાં એને માટે સૂત્ર Time Deum (Fear God) છે અને અરબીમાં અલતકુલહ છે કોઇ કામ કરતાં પહેલાં કે કોઇ યોજના રચતા પહેલા એ ડર તમારા અંતઃકરણવિષે નમી ગએલો હોય તો તેનું પરિણામ એ નીપજે કે તમે અપ્રમાણિકપણે વર્તો નહિ બળાત્કાર કે ક્રૂરતાથી દૂર રહો જાણી જોઇ અસત્ય બોલો નહિ તેમજ અયોગ્ય વિચારોનુ નિકંદન કરો (અપૂર્ણ)

# ચૂંટાયેલી કળી

લેખક—શ્રીયુત પ્રભાશંકર મગનલાલ દ્વિવેદી

અનુસંધાન પૃષ્ઠ ૬૪ થી

## દ્વાત્રિંશ પરિચ્છેદ

### દોષી-નિર્દોષ

તે મૂર્છાપછી સુશીલાને તાવનો આરંભ થયો બાળપણથીજ દુઃખ વેઠેલું હોવાથી સુશીલાના શરીરમાં હવે કાંઇ રહ્યું નહોતું તેનું શરીર ભાગી ગયું હતું તે એક લાંબા વખતની રોગીના જેવી થઇ ગઇ હતી છતાં તે મર્યાપછી પ્રમો અને કનકને સંભાળનાર કોઇ નથી એમ વિચારી એટલા દિવસ અતિ યત્નથી જીવન-રક્ષા કરતી હતી પરંતુ હવે શરીરપર તેની સત્તા રહી નહિ

કનકના દુઃખની સીમા નહોતી તેણે નિદ્રા પલાયન કરી મઇ આખો દિવસ કનક સુશીલાની ચાકરી કરવા લાગી તેની આટલીબધી સેવા જોઇ સુશીલા આશ્ચર્ય પામી વિચારવા લાગી 'કનક ચોર કનક મિથ્યાવાદી કનકનું મન ઇશ્વરમાં નથી તો પછી કનક રોગીની માફક આટલી બધી સેવા કરવાનું શીખી ક્યાંથી? આ પ્રમાણે સ્નેહ રાખવો, સેવા કરવી એ તો દેવી ગુણ છે જ્યાં કનકની વિષાદમયી દેવી પ્રતિમાતરફ તેની દૃષ્ટિ પડતી ત્યારે તે મુગ્ધ થઇ તેના તરફ જોઇજ રહેતી તેના આમતેમ પડતા વાળથી ઢંકાઇ ગયેલ સરલ-સુંદર મુખકાન્તિને જોઇ તે મુગ્ધ થઇ જોઇ રહેતી

કેવું ભયાનક! આ મૂર્તિની પ્રશાન્ત સરલતા જોઇ તેને કોણ દોષી ધારે? આમાં કદાચ દોષ હોય તો તો હું એમજ સમજું કે પૃથ્વીપર કોઇ નિર્દોષીજ નથી અને પૃથ્વીપર કોઇનો પણ વિશ્વાસ કરી શકાયજ નહિ. આ પ્રમાણે વિચારતાં વિચારતાં સુશીલાની આંખોમાંથી અશ્રુધારા પડતી અને તેનું એ મીઠું ભોળું જણાતું બાલિકા કનક આટલું ખરાબ કામ કરે? વિચારતા વ્યાકુળ ચિત્તે સુશીલા ક્યાંથી આટલું બધું દુઃખ થાવશે તેનું કારણ શોધવા મથતી

આ પ્રમાણે દિવસોપર દિવસો જવા લા

આ કનકે પ્રમોદને આ મંદવાડની ખબર તારથી આપી હતી પ્રમોદ કામિનીનાથની સાથે ઘેર આવ્યો

તેને જોઇ સુશીલા આનંદિત થઇ આડી અવળી વાતો કર્યા પછી તે બોલી તું આવ્યો તે સારૂં થયું મરવાપહેલાં તને કેટલીક વાતો કહેવી છે

તે વખતે કનક તે ઘરમાં નહોતી કંઇ કામ હોવાથી તે બહાર ગયેલી હતી સુશીલાની વાતથી પ્રમોદની આંખમાં આંસુ આવ્યાં તે અશ્રુસિક્ત નેત્ર બોલ્યો એ વાત કેવી? એ વાત કહેશો નહિ

સુ—ના હું હવે વધારે વખત કાઢીશ નહિ મારા દિવસો ભરાઇ ચુક્યા છે મને બધાં બોલાવેછે તે દિવસે રાત્રે જાણે બ્હેનને જોઇ તે પછી–તે પછી—

બોલતા બોલતા તેની વાત અટકી ગઇ તે રાતની ઘટના વિચારમાં આવતા સુશીલા કંપી ઉઠી જાણે તેજ પ્રમાણે ઘનઘોર મેઘ વૃષ્ટિમધ્યે એકાએક વિદ્યુત પ્રકાશ થયો જાણે તેજ વખતે તે મૂર્તિ તેની દૃષ્ટિએ પડી સુશીલા બોલી ઉઠી આ જો તું પ્રસન્ન જોઉં છું બોલતાં બોલતાં તેનો ભય દૂર થઇ ગયો આનંદનાં ચિહ્ન તેના મુખપર જણાવા લાગ્યાં તે પોતાના મનમાંજ અપરિસ્ફુટ બોલવા લાગી આટલા દિવસ પછી મને મનમાં શું આવ્યું? આજ તમે મને દેખા દીધી? આજ મરણને વખતે?

સુશીલાની વાતથી પ્રમોદ બી જઇ બોલ્યો આ શું કહેછે?

સુશીલા ચમકી ગઇ તેણે જોયું કે તે મૂર્તિ ક્યાં? તે તો ફક્ત વિકારના વશ ગદ્ પ્રલાપે શ્રમયુક્ત થઇ બકતી હતી સુશીલા બોલી—

આ શું મેં કંઇ સ્વપ્ન જોયું કે શું? પ્રભુ જાણે એ સ્વપ્ન કેવું છે! પ્રમોદને એ વાત કહેવામાટે ઉતાવળી થઇ ગઇ છે

પ્ર—શું બોલોછો?

સુ—હું તો મરણ પથારીપર છું હવે કનકને સંભાળજે તેનો સ્વભાવ આજકાલ ઘણો બગડી ગયો છે

કનકે કેવી રીતે મોટો દોષ કર્યો છે તે વિસ્તારથી કહેતાં સુશીલા દીર્ઘ નિશ્વાસ સાથે ઘણે કષ્ટે બોલી પ્રમોદ કનકનો સ્વભાવ સારો કરવાનો પ્રયત્ન કરવામાં ભૂલ કરીશ નહિ

બધી વાત સાંભળી પ્રમોદનું હૃદય વ્યાકુળ થઇ ગયું અનુતાપ અને કૃતજ્ઞતાથી તેનું હૃદય પૂર્ણ થઇ ગયું પ્રમોદે વિચાર્યું કે કનકે તેને માટેજ આટલું કષ્ટ અવિચલિત ભાવે સહન કર્યું છે ત્યારે પ્રમોદે સ્તબ્ધ નેત્રે ખુલા હૃદયથી પોતાનો દોષ સુશીલાપાસે કબુલ કર્યો પ્રમોદેજ સુશીલાની સંભાળપૂર્વક રાખેલી નોટો ચોપડીઓ ફેંકી દીધી હતી પ્રમોદ માટેજ કનકને પૈસાની જરૂર પડી હતી પ્રમોદેજ તે વાત છુપી રાખવાનું કહેવાથી બાલિકાએ તે વાત કોઇને કહી નહિ પ્રમોદ આ બધી વાત સુશીલાને કરી

કનકને નિર્દોષી જાણી સુશીલાના આન ન્દની સીમા રહી નહિ તેની છાતીપરથી આજે મોટો ભાર ખસી ગયો

## અયોનિ શ પરિચ્છેદ

### દેવ કે માનવ?

આ તરફ યામિનીનાથ બે દિવસમાટે અ લાહબા માં આવી કનકના રૂપથી મોહિત થઇ ગયો તેના હૃદયમાંથી નીરજા નીકળી ગઇ, સચરાચર અ ના હલકા લોકનુ જે પ્ર માણે બનેછે આ સ્થળે પણ તેમજ થયુ નીરજાને છોડી હવે કનકની તરફ તેની આખ પડી, નીરજા વનફૂલ જે સ્થાને બીજુ ફૂલ ફૂટે નહિ તેજ સ્થાને નીરજાનો આદર નીરજા અરણ્યમા એકલુ જ ફૂટી તેને શો ભિત કહે પરતુ કનક તો ગુલાબનુ ફુલ છે સકળ સ્થાને સકળ સમયે તેનુ માન રહેછે અગણે હજારો પુષ્પોવાળા વનમા ગુલાબ પો તાની ભાત પાડેછે, ગુલાબ પુષ્પનો સર્વોપરિ છે એ ગુલાબને જોઇ તે નીરજાને ભૂલી ગયો તેમા આશ્ચર્ય શુ? વળી જેટલા દિવસ નીરજાને મેળવવાની આશા હતી તેટના દિવસ તેની તે લાલસા પ્રબળ હતી તેને મેળવીશજ એમ જાણી તેની પાસે નીરજાની મર્યાદા ઘણીજ ઓછી થઇ ગઇ હતી હવે તેના નયને ની રજા તે અરણ્યજાત કુસુમ અને કનક તે સ્વર્ગજાત પારિજાત થઇ પડ્યુ તેથી યામિની કનકના રૂપમા મુગ્ધ થઇ ગયો

હવે તેનુ મન નીરજામાં રહ્યુ નથી હવે તે વિવાહના નિમિત્તે કાનપુર જવાને ઉત્સુક નથી, ફક્ત બે દિવસમાટેજ અહિ આ વ્યો છે છતા પાચ દિવસ થઇ ગયા, તોપણ યામિની કાનપુર જવાની વાત પણ કરતો નથી યામિનીને હવે ફક્ત એકજ ચિંતા રહી, કે કનકને કયા ઉપાયે મેળવી શકાય? યામિની જાણતો હતો કે પ્રમોદ નીરજાને ચાહેછે, તેણે વિચાર્યું કે જો તે નીરજાસાથે પ્રમોદને પરણાવી શકે તો પ્રમોદ અનાયાસે તેની બ્હેન તેને સમર્પણ કરશે, આમ વિચાર કરી તે એક દિવસ પ્રમોદને કહેવા લાગ્યો—'પ્રમોદ! બે દિવસને બદલે ચાર દિવસ ચાલ્યા ગયા, હવે જલદી જવુ પડશે પરતુ યામિની એકાએક અટકી ગયો પ્રમોદ બોલ્યો હા, ચાર પાચ દિવસ તો ગયા, મારી ઇચ્છા એવી છે કે હજુ વધારે દિવસો જાય, પરતુ તે અનુરોધ કેવી રીતે કરી શકુ?

યા૦—મારામા સાહસ નથી કેટલાક દિ વસ થયા તને એક વાત કહેવામાટે તય્ યાર થઇ રહ્યો છુ પરતુ કોઇપણ પ્રકારે કહી શકતો નથી

પ્રમોદ હસતો હસતો બોલ્યો— આજ તો કહી નાખશો ને? કઇ વાત? બોલો જોઇએ

યામિની ગભીર ભાવે બોલ્યો, તુ જાણે છે કે નીરજાની સાથે વિવાહ કરવા સન્યાસીએ મને કાનપુર બોલાવ્યો છે પરતુ મારી ઇચ્છા નીરજાસાથે વિવાહ કરવાની નથી તેથીજ ત્યાં જવાની ઇચ્છા થતી નથી. સન્યાસી પાસે જઇ તેને અપ્રિય વાત બો લવી એ, પરતુ મુશ્કેલીભરેલુ કાર્ય છે.

ભાઇ આ બાબતમાં તારી સાથે પ્રથમ એક વાત કરવાની છે મે વિચાર્યું હતુ કે હું તે ઠેકાણે પ્રથમ આ બાબત કહી પછી તને કહીશ, પરતુ—

પ્રમોદ યામિનીની વાત પૂરી થતાં પહેલાં બોલ્યો ત્યારે નીરજાની સાથે વિવાહ કરવા તમે ઇચ્છતા નથી?

યા—ના

આ ઉત્તરથી પ્રમોદ વિસ્મય પામ્યો નિસ્તબ્ધભાવે વિસ્ફારિત નેત્રે યામિનીતરફ જોઇ રહ્યા યામિની કોમળ સ્વરથી ફરી બોલ્યો તેની સાથે વિવાહ કરવાની મારી ઇચ્છા નથી ખરી વાત છે કે આ વાત આશ્ચર્યકારક છે—પરતુ તેનું પણ કારણ છે —

તેનું પણ કારણ છે? તેનાઉપર કોઇપણ મનુષ્યનો પ્રેમ ન હોય તેમ તમે માનોછો!

યા—તે તો ઠીક છે તુ એમ વિચારીશ નહિ કે હું તેને ચાહતો નથી પરતુ હું તેને માટે અયોગ્ય છુ હુ તેની સાથે વિવાહ કરીશ નહિ

પ્રમોદ—તમે નીરજામાટે અયોગ્ય? શુ બોલોછો યામિની! જો તેમ છે તો તેને માટે યોગ્ય કોણ છે તે હુ જાણી શકતો નથી.

યા—તુ જેમ કહે તેમ ભાઇ હું ખરેખર તેને માટે અયોગ્ય છુ નીરજાને હું ચાહતો નથી

આ વાતથી પ્રમોદ તેની અનિચ્છાનું કારણ સમજી ગયો. તેના શોકદાયક શબ્દમાં તે તેના હૃદયની ગભીર યાતનાનો અનુભવ કરી શકયો સમજીને તે નિરૂત્તર રહ્યો યામિની થોડીવાર પછી પાછો બોલવા લાગ્યો પ્રમો! તને શુ કહું? નીરજા કોના પ્રતિ અનુરક્ત છે? સાંભળીશ? નીરજા તનેજ ચાહેછે

સાંભળીતા લજ્જા આવી પરતુ આ વાત સાંભળી મિત્રના ગભીર દુખમા પણ પ્રમોદનુ હૃદય એકાએક આનદથી કપી ઉઠયુ પરતુ પોતાનેજ યામિનીનાયના કષ્ટનું કારણ માની તે આનદ અદરને અદર સમાવી દીધો યામિની બોલ્યો—

હુ પણ કાંઇ સમજતો નથી એમ જાણેછે? તુ પણ અદરખાનેથી નીરજાને ચાહેછે અહિ આવ્યા પછી મે તે સારી રીતે જાણ્યુ છે આ વાત જાણી મે શી પ્રતિજ્ઞા કરી છે તે સાંભળ—હું તારા સ્વાર્થમાં પરનો કાંટો થઇશ નહિ હું પોતે તારો અને નીરજાનો સબધ કરી આપીશ આજ મારી પ્રતિજ્ઞા છે

યામિનીના નિસ્વાર્થ ભાવથી પ્રમોદ સ્તભિત થઇ ગયો યામિની દેવ કે માનવ તે નક્કી કરી શકયો નહિ છેવટે બોલ્યો યામિની! તમે મનુષ્ય નથી પણ દેવતા છો તમારી મિત્રતા સ્વર્ગીય છે વાસ્તવિક રીતે જ્યારથી નીરજાને જોઇ ત્યારથી હું તેને ચાહુ છુ તે છબી હજુસુધી આ હૃદયમાંથી ભુંસી શકયો નથી પરતુ હુ જે કહુછુ તેમા વિશ્વાસ રાખો હુ તેને ગમે તેટલી ચાહતો હોઉં નીરજા ન મળતાં મને ગમે તેટલુ કષ્ટ થાય પરતુ તમને તેનાથી વચિત રાખી તેની સાથે લગ્ન કરવાની હુ ઇચ્છા કરીશ

નહિ તે લાભથી હું કદી સુખી થઇશ નહિ '

યામિની બોલ્યો-સાંભળ, જો તું વિવાહ નહિ કરે તો હું પણ તેની સાથે વિવાહ નહિ કરૂં નીરજા મને ચાહતી નથી તે જાણતા છતા હું કેવી રીતે વિવાહ કરી શકું ? વળી તારીસાથે વિવાહ થવાથી નીરજા સુખી થશે એ જોઇને હું સુખી થઇશ

પ્રમોદ યામિનીની વાત સમજ્યો તેણે વિચાર્યું કે યામિનીના જેવી અવસ્થામાં પડતાં તે પણ તેમજ કરત આપ એવું જગ માની પ્રમોદ પણ યામિનીની વાત સમજ્યો છતાં યામિનીની વાત ફેરવવા તેને વણજ સમજાવવા લાગ્યો પરંતુ યામિનીએ કહ્યું મા રું નહિ છેવટે તે અટલ ભાવે બો લ્યો હું હજુ સુધી મને સારી રીતે ઓળખી શક્યો નથી આગ્રહ બહુ નીચ મને ધારતો નહિ ભાઇ ! જ્યારે હું પોતેજ આ વિવાહની વાત કરૂછુ ત્યારે તું નિશ્ચય જાણજે કે તેથી તારો સંસાર સુધરશે જો આમાં અસમત થઇશ તો મને કષ્ટ થશે '

પ્રમોદ નિસ્તબ્ધતાથી પોતાના મનમા વિચારવા લાગ્યો, જુદી જુદી ભાવનાથી તેનુ મન તરંગિત થઇ ગયું તેણે યામિનીની વાતનો ઉત્તર આપ્યો નહિ યામિની સ મસ્ત લક્ષણમ ધારી બો લ્યો આવતેજ કાનપુર જાઉંછું હું પોતેજ સન્યાસીની સાથે તારા વિવાહની બાબત નક્કી કરી આવુંછું

વણી વાત-ચિત થયા પછી યામિની તેજ રાત્રે કાનપુર ગયો પ્રમોદ આખો દિવસ વિષાદમય આહ્લાદે વિચારવા લાગ્યો, નીરજા તેની થશે તેજ તેનો આન દ હતો જે તેણે સ્વપ્નમાં પણ ધાર્યું નહોતું જેની આશા પણ નહોતી તેની આશા લાગવા લાગી તેજ તેનો આહ્લાદ વળી વિષાદ એ કે તેના પરમ મિત્ર યામિનીને તેને લઇ નિરાશ થવું પડયું

પ્રમોદે વિચાર્યું કે યામિનીનાથના જેવા નિસ્વાર્થ માણસો આ જગતમાં નથીજ

---

## ચતુર્વિંશ પરિચ્છેદ

### મનસ્તાપથારી

ધીમે ધીમે દિવસો જવા લાગ્યા સુરીલાના આરોગ્યલાભની સ્થિરતા નથી જેની પીડા બે દિવસ વધેછે તો ત્રીજા ને દિવસ સમા ધરી જાયછે હજુ પ્રમોદ કેટલાક દિવસ કોલેજ છોડી આવી રહી શકે ? તેની પરીક્ષા પાસેજ આવી હતી, થોડા દિવસ રહી તે કલકત્તા જવા તૈયાર થયો પ્રમોદ કલકત્તા ગયો ત્યારપછી બે-ચાર દિવસે સુરીલાનો મદવા વધી ગયો ધીમે ધીમે ઉન્માદ થવા લાગ્યો સુરીલાના તે દિવસની વરસાદવાળી રાત્રિ અને તેમાં તે મૂર્ત્તિ ને જોવા લાગી તે દિવસનું તે ગીત તેના કાનમાં અથડાવા લાગ્યું એક પછી એક શબ્દ સાભળવા લાગ્યો

સમજી સખી તે આ યા નહિ

' ચિરદિન ચિર નિશા, જાગરણે ગઇ છુ મિયિ રહેતા નિરહમાહે ધરીને આશાની કણિ

પાસે કનક બેઠી હતી તેને કહ્યુ કનક કેવુ સુંદર ગાયન ? અહા, એ ગાયન તે ગાના હતા હુ તે ગાયનને સમજુ છુ બોલતી બોલતી સુશીલા આંસુ વહેવડાવતી થોડીવાર થોભીને વળી બોલી અહા આ ગાયન એક [illegible] વસ મને [illegible]વરાવવામાટે તેણે કેટલાએ પ્રયત્નો કર્યા હતા ? કનક આજ એ ગાયન [illegible]ણ ગાય છે ! આ અવાજ કોનો ?

સુશીલા તે સ્વર ઓળખવામાટે ઘણીજ [illegible] થોડીવાર માન રહી પછી માથુ [illegible]રી બોલી—

ના–ના ઓળખી શકતી નથી તેને એ [illegible] છુ પરંતુ કનક ! આ ગાયન કોણ ગાયછે તેને તો ઓળખી શકતી નથી ?

[illegible]નક સુશીલાની વાતચીત સાંભળતી હતી આંખનાં આંસુ લુછી બોલી હુ કેમ [illegible] સાંભળતી નથી ?

સુ —સાંભળી શકતી નથી ? મન [illegible]ને સાંભળ કન ! કેવો સુ[illegible]ર અવાજ !

આ વખતે વૈદ્ય આવ્યો બધાં લક્ષણો જોઇ અત્યંત દિલગીર થઇ ગયો તેણે જાણ્યુ કે હવે બચવાની આશા નથી જલદી ઔષધની વ્યવસ્થા કરવાને બહાર ગયો વૈદ્ય ચાલ્યા ગયા પછી સુશીલા વિસ્મયથી કનકને પૂછવા લાગી એ કોણ ? કેમ આવ્યો હતો ? [illegible]નકે ઉત્તર આપ્યો નહિ તેથી સુશીલા ફરી બોલી કનક આ સાંભળ આ સાંભળ

સ[illegible]નિ, શ્યામ ના આવ્યો,
આવે છે અનંત નિ !
હજુ પણ તે ના આવ્યો
આ અભાગી નારીની ગેય દિને
છે સી આશ ન પૂર્ણ થઇ
સ[illegible]નિ શ્યામ ના આવ્યો.
આ વેશભૂષા આ માળાગાથા
સકળ વિફળ ગયુ સ[illegible]નિ
મારા હૃદયનું માન કનક !
સાંભળ સાંભળ

એકાએક એ[illegible] વખતે એક મનુષ્ય તે ઓરડામાં પ્રવેશ કરી સુશીલાની પ[illegible] બે બાની ઉભો રહ્યો ત્યારે અપરાહ્ણ કાળ થયો હતો બારીવાટે લોહિત વર્ણનો પુંજીભૂત તડકો ગૃહમા પ્રવેશ કરી પથારીની એક બાજુ ઉજ્જવળ કરી મૂકતો હતો પ્રવેશ ક[illegible]નારની મૂર્તિ તે તડકાથી સ્પષ્ટ જણાવા લાગી તેને જોઇ સુશીલાની આંખો મિંચાઇ ગઇ, તેને ભાન થઇ ગઇ થોડીવાર પછી આંખો ઉઘાડી ત્યારે તેના ઉન્માદ જતો રહ્યો તે પ્રવેશ કરનારતરફ જોઇ બોલી અત્યારે મૃત્યુકાળે મને મળ્યા કે ?

પ્રાણેશ્વરિ ! સુશીલા શુ સુખ લઇ ત[illegible] મારી પાસે આવુ એમ કહી સન્યાસીએ સુશીલાનો હાથ પોતાના હાથમાં લીધો તે રોવા લાગ્યો સ્વામીના મુખતરફ જોઇ સ્વામીના હાથમા હાથ નાખી સુશીલાએ પ્રાણત્યાગ કર્યો.

---

## પંચવિંશ પરિચ્છેદ

### પૂર્વ-ઘટના

સુશીલા વિધવા છે એવો વાચકને પહેલેથી ભાસ થયો છે છતાં એકાએક મૃત્યુમાંથી તેનો સ્વામી કેવી રીતે ઉપસ્થિત થયો? આ સ્થાને એ સંશયનું નિવારણ કરવામાટે કંઇક પૂર્વ વૃત્તાંત કહેવાની આવશ્યકતા છે તારાકાન્તની મોટી કન્યા ચારૂશિલાને પરણાવ્યા પછી તેનો પતિ મુબઇ લઇ ગયો તે પછી કયારે પણ તે અલાહબાદ આવી નહોતી તારાકાંત ઘણા તેડાં મોકલતો કાગળો લખતો પણ વિનો લાભ તેપર કંઇ ને કંઇ બાનું બતાવતો વાસ્તવિક વાત તો એ હતી કે ચારૂશિલા સિવાય તે એક દિવસ પણ રહેવા ઇચ્છતો નહિ આ જોઇ તારાકાંતે નાની કન્યા સુશીલાને એક નાના છોકરાસાથે-જે ઘર જમાઇ રહે તેની સાથે પરણાવવાનો વિચાર કર્યો તારાકાંતને પુત્ર નહોતો તેથી સુશીલાને પોતાનાથી જુદી પાડી શકતો નહિ છેવટે એક ઘરજમાઇ રહે તેવા મનુષ્યસાથે સુશીલાનો વિવાહ થયો પરંતુ દુર્ભાગ્યે વિવાહ પછી થોડા દિવસે જમાઇના સ્વભાવમાં એક વિલક્ષણ દોષ ઉત્પન્ન થયો દયાનંદ કોણ જાણે કેવીરીતે મદ્યપાન કરતાં શીખ્યો સુશીલાએ તેને સુધારવા ઘણા ઉપાય કર્યા, પરંતુ તે ફતેહમંદ થયો નહિ એક દિવસ દયાનંદ મદ્યપાન કરી ઘેર આવ્યો છતાં ચાકરને ફરીથી દારૂ લાવવાની આજ્ઞા કરી સુશીલાએ ચાકરને મદ લાવતાં અટકાવ્યો તેથી દયાનંદ ગુસ્સે થઇ તેજ અવસ્થામાં સુશીલાને મારી આ વાત તારાકાન્તના જાણવામાં આવી તે જમાઇનાં આ આચરણથી ઘણોજ ગુસ્સે થઇ તેને કડવાં વચન સંભળાવ્યાં દયાનંદે આ કડવા વચનોથી પોતાનું અપમાન થયું માન્યું તેણે વિચાર્યું કે હું સસરાના ઘરમાં રહી તેનું અન્ન ખાઉંછું માટેજ સસરો મને ચાકરની પેઠે ગણે છે અપમાન થયેલું હોવાથી તેણે તેજ દિવસે શ્વશુરાલય તજ્યું આમ થવાથી સુશીલાને ઘણુંજ દુઃખ થયું જતી વખતે દયાનંદે સુશીલાને કહ્યું સુશીલા! મે તારીસાથે વિવાહ કરી આ પાપ કર્યું છે હું અને તું સરખા નથી હું દરિદ્ર છું તું ધનવાનની દીકરી છે હું નામથી તો તારો ભર્તાર કહેવાઉંછું પરંતુ ખરેખર રીતે તો તુંજ મારૂં ભરણપોષણ કરેછે મોઢાની વાતે હું તારો પ્રભુ છું પરંતુ ખરી રીતે હું તારો ચાકર છું પુરૂષને પક્ષે આવું જીવન કેટલું ઘણા સ્પદ તે આજના દિવસે મે જાણ્યું છે હું જાઉંછું તું પિયરમાં સુખી રહે" આ વાતચિતથી સ્વામીનાં બધાં પરાક્રમ ચરિત્ર ભૂલી સુશીલા રોતી રોતી બોલી તમે દરિદ્ર છો તો હું શું દરિદ્ર નથી? હું પણ દરિદ્રની પત્ની છું પિતાનું ધન ભલે તેની પાસે રહ્યું હું પણ તમારી સાથે ભિક્ષા માગી ગુજરાન ચલાવી તમારીસાથે વનવાસ રહીશ એજ મારૂં સુખ છે તમે જો અહિં ન રહો તો મને તમારી સાથે લો" પત્નીના પ્રેમમય વાક્યથી દયાનંદ જરા નરમ પડયો પરંતુ સસરાનું ઘર તજવાનો દૃઢ સંકલ્પ હતો.

તેથી તેણે તે મતથી દૂર થવાનું યોગ્ય ધાર્યું નહિ તેણે તેજ દિવસે સસરાનું ઘર છોડયું

દિવસો જવા લાગ્યા માસો જવા લાગ્યા પરંતુ દયાનંદ ક્યાં ગયો તેની ભાળ લાગી નહિ સુશીલા ચાતકિનીની માફક તેના પત્રની વાટ જોવા લાગી દરરોજ વિચારતી કે આજે તેમનો પત્ર જરૂર આવશે પરંતુ રાત્રિ પડતાં હતાશ થઇ આંસુ પાડી મનની જ્વાળા બુઝાવતી હતી આ દુઃખમય પૃથ્વી માં ઇશ્વરે જો આપણને આંસુ ન આપ્યા હોત તો આપણું શું થાત? તેમ ક્રમે એક વર્ષ—બે વર્ષ ચાલ્યાં ગયાં તોપણ ખબર આવી નહિ છેવટે ત્રણ વરસ પૂરાં થયાં ત્યારે ઉડતી ખબર આવી કે તે કલકત્તામાંથી ઓસ્ટ્રેલીઆ તરફ જતો હતો પવનના તોફાનથી વહાણ ડુબી જવાથી તેનું મરણ થયું છે આ ખબર સાંભળતાંજ સુશીલા અધમુઇ થઇ ગઇ ત્યારથી તેણે વિધવાવેશ ધારણ કર્યો

આ તરફ દયાનંદ સાસરવાસો છોડી કાનપુરમાં આવ્યો ત્યાં તે સન્યાસીના ટોળામાં ઘુસ્યો જે વિજન મંદિર આગળ રહેતી અપત્તિ હતી તે મંદિરનો ભૂતપૂર્વ સન્યાસી એક સંસ્કૃત પંડિત હતો સંસ્કૃત ભણવાના અભિપ્રાયથી દયાનંદે તેનું શિષ્યપણું સ્વીકાર્યું ધીમેધીમે તે ગુરૂનું પ્રિયપાત્ર થઇ પડ્યો છેવટે ગુરૂ મૃત્યુકાળે તેને પોતાનો વારસ ઠરાવી ગયા

દયાનંદનું બીજીવારનું વિવાહનું વિવરણ આ પ્રમાણે હતું કાનપુરથી કોઇવખતે ગુરૂ સાથે શ્રીક્ષેત્રયાત્રાકાળે એક કમાણ્ડરની મરીબ બાલિકા સહયાત્રીએ ઘણીજ આજીજી કરવાથી અને ગુરૂના આગ્રહથી તેણે આ બીજી વખતનું લગ્ન કર્યું હતું આ બીજા વિવાહથી તેને નીરજા સિવાય બીજું સંતાન થયું ન હતું કન્યા જનમ્યાપછી થોડાજ દિવસમાં તેની પત્ની મરણ પામી પત્નીના વિયોગપછી દયાનંદની પૂર્વ—સ્મૃતિ વાર—વિરહિત સુદીર્ઘભાવે મનમાં ઉત્પન્ન થઇ સુશીલાતરફ તેણે કેવો અત્યાચાર કર્યો હતો તે તે સમજી શક્યો પોતાનો અપરાધ સ્વીકારી તે શ્વશુરે કરેલું અપમાન વિસરી ગયો ત્યારે તેને સુશીલાને મળવાની ઇચ્છા થઇ પરંતુ ત્યારે તે શું મુખ લઇને મળવા જાય? તેનો ત્યાગ કરી બીજો વિવાહ પણ કર્યો છે તોપછી હવે તેને કેવીરીતે મળાય!

આ વખતે નીરજાને યામિનીનાથને પેરવી સાથે લઇ કલકત્તાથી કાનપુર જતાં અલાહાબાદમાં મોટો મેળાવડો ભરાયેલો હોવાથી તે જોવાને થોડાક દિવસ અલાહાબાદમાં રહેતો હતો પરંતુ ઇચ્છા હતી છતાં કોઇપણ દિવસ તે સુશીલાસાથે મેળાપ કરી શક્યો નહિ

સુશીલાનું ઘર વેણી ઘાટથી બહુ દૂર ન હોતું નીરજા સંધ્યાકાળે ગંગાકાંઠે ફરતી ફરતી સુશીલાના ઘરની પાસે આવી પહોંચતી કે નીકવાર તેના બગીચા પાસેજ બેસતી હતી કેટલી વાર કાંઠે કાંઠે ફરતી ઘરના દીવાતરફ જોતી જોતી પાછી ફરતી હતી કોણ જાણે શાથી તે નિસ્તબ્ધ રાત્રિમાં તે શ્વેત નિરત્ન અકૃત્રિમતરફ જોઇ તે મુગ્ધ બની જતી હતી

(અપૂર્ણ)

☞ હિન્દી શિખવું હોય તો—

ગુર્જર

હિન્દી ભાષામાં નવીન પુસ્તક રાષ્ટ્રીય ભાષા પ્રચારમાં એક સાહિત્ય રત્ન

## ગુજરાતી હિંદી શબ્દકોશ

દેશની બીજી બધી જરૂરીઆતોમાં એકમોટી જરૂરીઆત હિંદી રાષ્ટ્રી ભાષા હોય અને પ્રત્યેક હિંદના વતની તેને બરાબર બોલી સમજી અને લખી શકે એ ખાસ જરૂરી છે મહાત્મા ગાંધીએ પણ પ્રત્યેક હિંદુસ્થાનીને હિંદી શિખવવું જરૂરનું બતાવ્યું છે કોઈ પણ ભાષાનું સારૂં જ્ઞાન મેળવવા સારૂ તે ભાષાનો શબ્દકોષ અપૂર્વ સ્વયંશિક્ષકનું કામ આપે છે શબ્દકોષ સાહિત્યનું એક મોટું અંગ છે એના વગર સાહિત્ય પુરૂં થઈ શકાતું નથી હિંદી ભાષામાં બીજા બધા કોષો છે પણ ગુજરાતી હિંદી શબ્દકોષની એક મોટી ખોટ હતી તે હવે દુર થઈ છે પૃ સં ૩૨ પ્રથમ ભાગની કિંમત રૂ ૩) ત્રણ છે ટ ખ સાથે ...) મોકલવાથી પુસ્તક ઘેર પોહોંચાડવામાં આવે છે

જયદેવ બ્રધર્સ—વડોદરા

**Advertising** is an investment Before advertising you should refer to experts in the line Don t waste your money in adds that don t pay Let us guide you, where and how to Advertise your line

*JAIDEV Bros Baroda*

Hindi Publishers to The Educational Dept of

H H THE GAEKWAD

# ADVERTISER

हिन्दी, ગુજરાતી, मराठी, English में

વિજ્ઞાપક—જાહેરખબર આપનારાઓમાટે આ પત્ર ઘણુંજ ઉત્તમ સાધન છે કેમકે આ પત્રના વાચનારાઓ હિંદુસ્તાન આફ્રિકા તેમજ યુરોપ-અમેરિકામાં છે

શું તમે તમારી વસ્તુઓનો પ્રચાર ચાહોછો?
શું તમે તમારી આવક વધારવા ચાહોછો?
શું તમે તમારો વ્યાપાર ફેલાવા માગોછો?

— તો —

તમારે જરૂરથીજ પોતાની જાતનું એકજ માસિક—

## વિજ્ઞાપક the *Advertiser*

મા જાહેરખબર આપવી જો એ જાહેરખબરના ભાવ થી સુધી છે નમુના વિગેરે એક આનાની ટીકીટ મોકલી મંગાવો

---

ક્યા આપ હિંદી ભાષાકે પ્રેમી હૈ? અગર આપકો હિંદી ભાષાકી ઉત્તમોત્તમ પુસ્તકોંકી આવશ્યકતા હો તો આપ હમે લિખે હમ વડોદા રાજ્યકે લિયે હિંદી પુસ્તકે છપતે હૈ

હમારી ગ્રંથમાલાયે યહ હૈ—

१ श्री सयाजी साहित्यमाला
२ श्री सयाजी ज्ञानमाला
३ वैदिक विज्ञान ग्रंथमाला
४ आरोग्य ग्रंथमाला विगेरे है

સબ પ્રકારકી પુસ્તકે મિલનેકા પતા —

जयदेव ब्रदर्स-बडोदरा

# શ્રી કૃષ્ણનો સંદેશો

અને

# ગુજરાતની કસોટી



મોંઘવારી પરતંત્રતા હાડમારી નિર્ધનતા અને વિપત્તિના પંજામાં જકડાઇ ગભરાઇ અહીં તહીં ન્હાસતા ભારત બાળકો અને સ્ત્રી પુરૂષોને એક ગેબી અવાજ

નમ ાઓ નહીં દુ ખદલનનો સરળ ઉપાય એકજ છે કે તમે તમારાં ાાળકોને બ્રહ્મચર્ય પાલન કરાવી ધા ર્મિક નૈતિક આધ્યાત્મિક સામાજીક અને આ ાાગિક શિક્ષણ આપો

## ગુજરાતમાં સૌથી પહેલું સાહસ

નમ દા ન ના પવિત્ર ા નારાઉપર નૃસિંહપુર સ્ત્રી નિવાસ જમાનાો જરૂરનુ ઉપયોગી આશ્રમ

સાઠ બ્રહ્મચારીઓને રહેવાની વીસ ઓરડીઓ આશ્રમની મધ્યમાં કુવો, સડકપર પશુઓને પાણી પીવામાટે એ ા અને મનુષ્યોમાટે નળ તથા ચોરીસ ભાગના બાંધકામતા નાનો નોધાય ગયાછે ઇશ્વરે તમને શક્તિ આપી હો તો આ સોનેરી તક તમે કદીપણ ગુમાવશો નહીં

ધન નિત્ય રહેતુ નથી તેથી તેનો સદુપયોગ કરી નીચેના જ રુરના સાધનોમાથી આપ કયુ કામ પરમાર્થ દૃષ્ટિથી કરી શકશો એનો વિચાર કરી સત્વર નીચેને ઠેકાણે પત્ર વ્યવહાર રાખો

| | |
|---|---|
| મુખ્યાચાર ભવન | ઉપાધ્યાય ભવન (બે) |
| વ્યાયામશાળા | સંગીતશાળા |
| સરસ્વતી મંદિર | કોઠારી ભવન |
| સાહિત્ય ભવન | પાકશાળા |
| ભોજનશાળા | દુતટદ |
| કોઠાર | કુવાનું બોરીંગ |

ઉપર મુજબના સાધનોની જરૂર છે આશા છે કે ગુજર ત્રનિો પોતાનો ઉ ાર હાથ લંબાવી આ સંસ્થાને મજબુત બનાવશે

મંત્રી, નૃસિંહપુર સ્ત્રીનિવાસ

ભરૂચ

---

## AKADEMI

Is the organ of the Academy of Aryan Sciences published monthly containing articles in art science Literature Industry and novels etc in the three Languages of Tamil English and Sanskrit Annual subscription is R 6/ for Inland 2 Dollars for America 8 shillings for England and Rs 7-12-0 for Penang South Africa etc

Best medium for advertisers

## ACADEMY OF ARYAN SCIENCES

It teaches by correspondence method both modern and ancient science and other technical subjects such as Book-keeping Correspondence Banking Accountancy Ayurvedic Medicines Yogism Messmerism etc to make the recipient earn and lead an independent life

---

## MEDICINE

Ayurvedic medicines prepared as per Shastric recipes (modifying to suit present day condition wherever necessary and as stated in the same Shastras) with genuine article can be had for cost price in the medical department of the Academy Free treatment for members for the ailments affecting during the year can also be had —

---

For detail apply to—

THE MANAGER of

*The Academy of Aryan Sciences to the Department concerned (Journal Academy or Medical Dept)*

with one anna postage stamp for reply,

Tiruvendipuram South Arcot District

South India




# ATANK NIGRAH PILLS

@ Re 1

VAIDYA SHASTRI

Jamnagar

---



અગ્નિનો ધાસ્તી વગરના, ગજવામા રાખવાના

# વિજળીના દીવા

## ELECTRIC POCKET LAMPS

તેલ કે દીવાસળીની જરૂરવગર ફકત એક ચાપ ખસેડ

તાજ રોશની થાનછે કિંમત — રૂા ॥, ।॥ ૪, ૫, ૬, ૭ અને ૮ પોસ્ટેજ ૮ આના, સ્પેર બેટરીનો રૂા ૧

ઠેકાણુ—સી ગોવિંદ એન્ડ કંપની અમદાવાદ

---

## સ્વર્ગીય આશિર્વાદ

હરસની બળતરા દુઃખતા વા ર દુઃખતા દમ લોહી પડતું ન ખમી શકાય તેવી ચેળ અને વેદના તેમજ હરસને લગતા તમામ રોગ મ ટાવા માટે અમારો—

**હરસના મલમ** — તથા — **ખાવાની દવા**

કિંમત ૧ ડબીના ૮— —૮—

વાપરો ઉપરના તમામ દરદો માટે બને દવાઓ સ્વર્ગીય આશિર્વાદ સમાન છે એક વખત અજમાવી ખાત્રી કરો રોગીને સતાવ આપી તરત આરામ આપે છે

લખો—ડી. જે. દવે—વ ાકગી—જામનગર

---

 **To advertise in the "ANKUSH"** 

Mea s mo e tu m s & profits f y u Ankush y r ou ad erti ers & you will be convinced

Rates R 48 per pag pe y nd propo tion t ly

*Manager*— ANKUSH Jamnagar (India)

— જાહેરાતના ભાવ —

વાર્ષિક—એક પેજના રૂા ૪૮ અરધા પેજના રૂા ૪

મેનેજર—"અંકુશ" જામનગર (કાઠીઆવાડ)

ગુજરાતને શ્રીચરણે નૂતન માસિક પત્ર

# નવશક્તિ

અને

# સરસ્વતી

જેની અંદર દરમાસે સ્ત્રીપુરૂષ ઉપયોગી સુશિક્ષિત લેખકોની કલમોથી લખાયેલા લેખો કાવ્યો ટુંકી વાર્તા હાસ્ય વિનોદી લેખો અને ચાલુ વાર્તાથી વાંચકોના દીલને જ્ઞાન સાથે ગમત મળશે શિક્ષણશાસ્ત્રીઓના શિક્ષણ વિષય પરત્વેના અનુભવો પ્રકટ થશે જેથી કેળવણીમાં રમેલેતા મહેતાજી સાહેબોને તેમજ તેના હાથ નીચે તાલીમ મેળવતા વિદ્યાર્થીઓને આ માસિક જરૂર ઉપયોગી થઇ પડશે

ગુજરાતના આગણે અમે જાણીએ છીએ કે સારાં માસિકોની તેમજ સ્વતંત્ર લેખકોની ઘણી ખામી છે અને બનતા પ્રયાસે તેની પૂર્તિ કરવાનો અમે ઇરાદો રાખીએ છીએ ને સાથે નિયમીતતા આકર્ષક સુંદર ચિત્રો, ઉત્તમ લેખોની બાબત મોટે ન કહેતાં કરી બતાવવું એ અમારો મુદ્રાલેખ છે અને વિશેષે કરી એ બાબતનો તમામ આધાર સાહિત્યના શુદ્ધ વાંચકોપર રહેલો છે

ગ્રાહક થનારને દર વર્ષે ચાળીશ ફોર્મ એટલે લગભગ ૬૪ પાનાનુ ઉત્તમ અને સ્ત્રી પુરૂષ સહેલાઇથી સમજી શકે તેવાં પુસ્તકો ભેટતરીકે આપવામાં આવશે

૧ પ્રથમ ગ્રાહકતરીકે પોતાનું નામ ભરી મોકલનારને પ્રથમ અંક સાથે "દેશસ્વરૂપ" સાહશ્રી પરમાનંદની આપવીતી યાને કાળાપાણીની કારાવાસ કહાણી કે જે સાહએ નવ વર્ષાની હવાલાતથી તે આ દમાનની કાળાપાણીની જેલ સુધીનો કરુણાજનક હેવાલ પોતાના હાથેજ લખેલો છે તેની કિંમત છુટક રૂ એક રાખવામાં આવેલી છે ને પુસ્તક વી પી કરી લવાજમ વસુલ કરવામાં આવશે

૨ અને આખર વર્ષ સુધી બીજા પણ આવાંજ પુસ્તકો ભેટ આપવામાં આવશે જેથી અમને આશા છે કે ગુજરાતના સાહિત્ય રસિકો અમારા આ કાર્યમાં સહાયક થશે

માસિક—રોયલ આઠ પેજી ચાર પાંચ ફોર્મથી ભરપુર નખાશનુ કદ ઉત્તમ કાગળ સચિત્ર પુંઠુ અને બનતા પ્રયાસે ચિત્રો પણ આપવામાં આવશે વાર્ષિક લવાજમ માત્ર રૂ ૩-૫-૦ (પો સાથે) ભેટનાં પુસ્તકોનું પોસ્ટેજ સર્વ ગ્રાહકોને આપવું પડશે

સૂચના —રા ભીખાભાઈ પુરૂષોત્તમ વ્યાસ હસ્તક ચાલતું 'નવશક્તિ' માસિક પત્ર અમારા આ 'સરસ્વતી' સાથે જોડી દેવામાં આવ્યુ છે જેથી તે સબંધી સઘળો વ્યવહાર અમારી સાથે રાખવો નવશક્તિના ચાલુ ગ્રાહકોને આ માસિક નિયમીત મળશે

લખો —વ્યવસ્થાપક 'નવશક્તિ અને સરસ્વતી'
શુકનેશ્વર નારણલાલ મોતીલાલ,
રીચીરોડ—અમદાવાદ.

## — વિષયાનુક્રમ —





ગ્રાહકોને વિનતિ ક વામા આવેછે કે તેઓએ ચ ત લવાજમ તુરત મોકલી આપવા મેહેરબાની કરવી કે જેથી ફરી આવનો અ ક વી પી થી મોકલવો ન પડે

મેનેજર—'અ કુશ' જામનગર

# અંકુશ

ANKUSH

પુસ્તક પાંચમું || શ્રાવણ, ૧૯૭૮ || અંક ૧૦ મો


## "પડે ના પ્રેમીઓ જૂદા"

(રાગ— ગઝલ)

ભલેને ઝેરના પ્યાલા, પીવાના જો લલાટે છે,
થવા દો ખાખમા ખુરદા પડે ના પ્રેમીઓ જૂદા ૧

લગી લગની પ્રભુશુ જો, પછી પરવા નથી જગની,
અભાગે એક તે ખુદા, પડે ના પ્રેમીઓ જૂદા ૨

જીવે બસ મીન પાણીમા, પ્રીતિ એ પ્રેમની જાણો,
અલગ ઘડી એકમા જાણો, પડે ના પ્રેમીઓ જૂદા ૩

અમે બસ પ્રેમનો પ્યાલો, પ્રભુના નામનો પીધો,
નથી પરના નથી પડદા, પડે ના પ્રેમીઓ જૂદા ૪

ધર્મ ની શીખ ઉર ધરજો, પ્રભુના નામને સ્મરજો,
ખરે શિક્ષાટ છે મોદા, પડે ના પ્રેમીઓ જૂદા ૫

ધર્મ
રપબાપુર

# તન્ત્રધર્મનું રહસ્ય

લેખક—શ્રીયુત "નલિનીકાંત"

આધ્યાત્મિક સત્ય એક સનાતન વસ્તુ છે એટલુંજ નહિ પણ એ ઇશ્વરી સંદેશ છે ઇશ્વરની સ્વયં પ્રેરણા વગર એ તત્વ કોઇ જાણી શકયું નથી ઇશ્વરી વિભૂતિથી વિભૂષિત વિરલ આત્માઓજ એ સત્યને પામી શકયા છે એ પવિત્ર ઇશ્વરના સંદેશને જગતમાં અખંડ રાખવામાટે તત્વજ્ઞ પુરૂષો સતત ચિંતાતુર રહેછે પરંતુ સનાતન સત્ય રૂપે સ્વરૂપમાં વિદ્વાનો પાસે હોવાની આશા રાખીએ તે તો આજે પણ નથી સનાતન તત્વ રક્ષા કાજે આધુનિક વિદ્વાનો અપાત્ર સિદ્ધ થાયછે

તન્ત્રધર્મ પણ અનેક સનાતન વસ્તુઓથી રચાયો છે તાંત્રિકો તત્વ વસ્તુને પામી શકયા છે એ ધર્મ મિથ્યા નથી દંભ નથી પરંતુ દુર્દૈવે ધાર્મિક મનુષ્યોના દુરાચારથી જગતમાં ધર્મ અધર્મ મનાય છે વિધર્મીઓમાં વગોવાયછે। તન્ત્રગ્રંથોમાં સ્પષ્ટ આજ્ઞા કરી છે કે તન્ત્ર ધર્મનો ઉપદેશ અધિકારી જનનેજ આપવો

પ્રત્યેક ધર્મને બે સ્વરૂપ અપાયાં છે એક સૈદ્ધાંતિક અને બીજું વ્યાવહારિક હિંદુ ધર્મમાં તન્ત્રધર્મ અત્યંત ગહન છે પ્રારંભથી અંતપર્યંત ક્રિયામય છે સિદ્ધાંતની અપેક્ષાએ કર્મને એ ધર્મમાં અધિક મહત્વ અપાયું છે ક્રિયાદ્વારા તન્ત્ર ધર્મના મર્મ તત્વનું જ્ઞાન થઇ શકે છે તન્ત્ર ધર્મનો સૈદ્ધાંતિક ભાગ કેવળ અધ્યયન અને વિચારને માટે છે પરંતુ એથી અધિક મહત્વ પૂર્ણ સાધકને માટે ક્રિયા ભાગ છે આ લોક કર્મ કરેછે અને તેનું ફળ ભોગવે છે લોકો કેવળ તાંત્રિક અધ્યયનથી સંતુષ્ટ રહેછે એ પશુસમાન છે ક્રિયાથી સ્વયં પુરૂષાર્થ અનુભવ કરવાની પહેલી જરૂર છે નહિ તો ચંદનના ભારનું વહન કરનાર ગધેડાની સ્થિતિજ સમજવી સત્ય તન્ત્ર ધર્મની સફલતા એની સાધનામાં છે સિદ્ધાંતના અધ્યયનમાં નહિ તાંત્રિક સાધન પરમ કઠિન વસ્તુ છે એટલે તન્ત્ર ધર્મ ઉપર આ પ્રકારનો આક્ષેપ કરવામાં આવેછે કે— તન્ત્ર ધર્મનું પાલન કરનારા વામ માર્ગી છે અથવા તો તન્ત્ર ધર્મનું યથાવત્ પાલન થઇજ શકતું નથી આ આક્ષેપ સર્વથા મિથ્યા છે વાસ્તવિક વાત એમ છે કે અત્યંત સાહસપૂર્ણ પુરૂષાર્થ કર્યા પછીજ કોઇ સાધક સાચા તાંત્રિક પદને

પ્રાપ્ત કરી શકેછે તન્ત્ર ધર્મનુ સાધન જે ટલુ કષ્ટપૂર્ણ છે તેટલુજ ભયકર પણ છે જેઓ સાધક વિધિપૂર્વક દીક્ષા ગ્રહણ કર્યા વગર 'તન્ત્રસાધનામાટે તત્પર' થાયછે તે ઘણે ભાગે પાગલ બની જાયછે અથવા તે કોઇ અસાધ્ય શારીરિક વ્યાધિનો ભોગ થઇ પડેછે

તન્ત્ર ધર્મનો સિદ્ધાતિક ભાગ વિદ્યાર્થી પોતાના ગુરૂદ્વારા શીખેછે તાત્રિક બ્રાહ્મણો આ રહસ્યમય ઉપદેશ સામાન્ય જનોથી ગુપ્ત રાખે છે આ રહસ્યમય ઉપદેશ સામાન્ય જનોઆએ કરેછે તાત્રિક ક્રિયાને સિદ્ધ કરવામાટે શિષ્યને ભોજન સયમ અને ધ્યાનમાં કઠોર નિયમોનુ પાલન કરવુ પડેછે વર્તમાન કાલમાં જગતમાં તન્ત્ર ધર્મની અવહેલના થતી થતી દેખાયછે તેનુ મુખ્ય કારણ એજ છે કે તન્ત્ર સિદ્ધાતો સર્વ દેશ અને સર્વ ગ્રથી ઓના મનુષ્યોને અનુકૂળ નથી

તન્ત્ર ધર્મના અનુયાયીઓને પ્રારભમા મુખ્ય ત્રણ સિદ્ધાતોનુ બરાબર પાલન કરવુ પડેછે એ ત્રણ સિદ્ધાતો એ ધર્મનું રહસ્ય છે જેની વ્યાખ્યા નીચેના ત્રણ સૂત્રોમા કરી શકાય

૧ શ્રીમુખારવિન્દતાત્

૨ શાસ્ત્રેભ્યો નિત્યાત્

૩ અભ્યાસૈરાગ્યમ્

એ સૂત્રોનો ભાવાર્થ આ પ્રમાણે છે—

૧ તન્ત્રની સાધના જે અત્યત આવશ્યક કઠિન અને ગુહ્ય છે તે ગુરૂના શ્રી મુખથી શીખવી જોઇએ

૨ ગુરૂના આદેશો તથા તન્ત્ર ગ્રથની આજ્ઞાઓનુ વિધિવત્ અનુશીલન કરવુ

૩ એ ધર્મનું જ્ઞાન મળ્યા પછી દૃઢ શ્રદ્ધા પૂર્વક સાધકે પોતાના અનુષ્ઠાનમાટે વિરક્ત થઇ જવુ જોઇએ

આટલી વાત તન્ત્રસાધકે નિરતર સ્મરણમાં રાખવી કે—લોભ મોહ ઇર્ષ્યા, અહકાર દભ, આલસ્ય અને લજ્જા આ વસ્તુઓ તન્ત્રસાધકોની નિકટ શત્રુ છે

તન્ત્ર ધર્મમાં ગુરૂને પણ એ અધિકાર નથી કે—પોતાની ઇચ્છા પ્રમાણે ગમે તેને ઉપદેશ આપી શકે તાત્રિક સિદ્ધાતોનુ રહસ્ય, કોને બતાવવુ એ વિષયપર તન્ત્રશાસ્ત્ર બહુ અચ્છુ સ્પષ્ટીકરણ કરેછે

ગુરૂ પૂર્ણ વિદ્વાન સાચો તાત્રિક સત્ય નિષ્ઠ સરલ વર્તનમાં શુદ્ધ નિર્લોભ નિસ્પૃહ સાંસારિક વિષય વાસનાઓથી વિરક્ત વ્યવસાયી વીર નિર્ભય ગરિષ્ઠ અને ક્રિયાશીલ પડિત હોવો જોઇએ

પોતાના શિષ્યને તન્ત્રધર્મનું વ્યાવહારિક શિક્ષણ આપ્યા પછી અને વિધિવત્ દીક્ષા આપ્યા પછી જગલ સ્મશાન આદિ દુર્ગમ અને ભયકર સ્થાનોમાં લઇ જવામા સમર્થ હોય એટલુજ નહિ પણ શિષ્યસમક્ષ તાત્રિક ધર્મના પ્રયોગો બતાવી આપવાનું પણ સામર્થ્ય હોય શિષ્યને સાધના કરતી વખતે મુશ્કેલીઓ—પ્રલોભનો ખડા થાય એ વખતે એ સર્વની સ્હામે થઇ તેને મુશ્કેલીઓથી મુક્ત કરવો એ ગુરૂનું કાર્ય છે

સ્વરોદયમાં લખ્યું છે કે—અન્ય ગ્રંથો વેશ્યાની સમાન છે જે દરેકની સ્હામે કોઇ પ્રકારની લજ્જા વગર ઉપસ્થિત રહે છે ત્યારે તંત્ર ગ્રંથ કુલીન હિંદુ ગૃહિણી તુલ્ય છે જે પોતાના ઘરથી બહાર નથી જતી કે નથી કોઇને મુખ બતાવતી એવું તંત્ર ગ્રંથોનું રહસ્ય ગુરૂ અનેક પ્રકારે સુરક્ષિત અને ગુપ્ત રાખેછે

જે શિષ્યને નિયમપૂર્વક તંત્રધર્મનું શિક્ષણ મળે છે અને જે સાધનામાં સલગ્ન રહે છે એ શુદ્ધ કહેવાય છે જ્યારે શિષ્ય પોતાના ઉપદિષ્ટ મંત્રનું અનુષ્ઠાન કરી ચૂકેછે ત્યારે સાધકમાં અદ્ભુત શક્તિનો વિકાસ થાયછે એ શક્તિના બળથી તે ભનું બુરૂં કરવા શક્તિ ધરાવે છે એ સામર્થ્ય તંત્રસાધકોમાં અત્યારે પણ છે તોપણ ગુરૂને સાધકના આ પ્રકારના સામર્થ્ય ઉપર દૃષ્ટિ રાખવી પડેછે કે રખે એ વિદ્યાનો—એ સાધનાનો જગતમાં દુરૂપયોગ ન કરે જેમ જેમ સાધકમાં શક્તિનો વિકાસ થાય તેમ તેમ તેઓએ પોતાની સાધના અધિક રીતિથી કરવી જોઇએ જ્યારે એ સાધનાનું અભીષ્ટ ફળ પ્રાપ્ત થાય ત્યારે જગત સમક્ષ પોતાની શક્તિનું પ્રદર્શન કરવાની ભાવનાસરખીએ ન થવી જોઇએ

સામાન્ય રીતે શિષ્યની શક્તિ વધવાસાથેજ અનેક પ્રકારની મુશ્કેલીઓ ઉત્તરોત્તર વધતી જાયછે પરંતુ જે સાધક બળ અને ધૈર્યપૂર્વક પુરશ્ચરણમાં આગળ વધેછે, તેજ અવશ્ય અભીષ્ટ પ્રાપ્ત કરી શકેછે અન્ય નહિ જે સાધકો કોઇને પોતાના ગુરૂ સ્વીકાર્યા વગર તાંત્રિક પ્રયોગ કરવા તત્પર થાય છે એ લોકો તંત્રરહસ્ય પરખવું તો દૂર રહ્યું પરંતુ પોતેજ પરમ કષ્ટ ઉભું કરેછે *

## હિમ્મતે મરદા, મદદે ખુદા

(હરિગીત)

જહેમત ન જોખમ ખેડનારા સફળ થાવે કઇ વિધિ ?
કહો કાર્યસિદ્ધિ આપબળ વિણ જગતમાં કોણે લીધી ?
ના જાતમહેનત દાખવો તગદીર કંઈ ફરશે નહિ
હિમ્મત ધર જો મર્દ તો મદદે ખુદા આવે સહી

કાગડા ચન્દ્રકાન્ત મ. ભાળજી ઓઝા

* પં. દેવીદત્ત શુકલના મૂળ હિંદી લેખ ઉપરથી

# રિપ વાન વિંકલ

## (એક અદ્ભુત અમેરિકન વાર્તા)

અનુવાદક—મગનલાલ ભગવાનજી જોશી,
આસિસ્ટન્ટ માસ્ટર હાઇસ્કૂલ જોડિયા

---

જેઓએ હડસન નદીના મૂળ તરફ નૌકાયાન કરેલું હોય તેઓ કેટસકિલ પર્વતોથી પરિચિત હશે. તે પર્વતો મહાન એપેલેશીઅન ગિરિવરની છુટી પડેલી શાખા છે. પ્રતિભાવાન ઉંચાઇએ ઉદ્ધત થતા અને પરિવર્તી પ્રદેશ પર સત્તા ચલાવતા હોય એવા તે નદીની પશ્ચિમ દિશામાં દૂરથી દેખાય છે. ઋતુનો દરેક ફેરફાર, હવાનો દરેક ફેરફાર અને ખરું કહેતાં દિવસનો દરેક કલાક આ પર્વતોના જાદુઈ રંગ અને આકૃતિઓમાં કંઇક કંઇક ફેરફાર ઉત્પન્ન કરે છે, એટલે આજુબાજુ સઘળેની ભલી ગૃહિણીઓ તેમને સંપૂર્ણ વાયુમાપકયંત્ર તરીકે ગણે છે. જ્યારે હવા સાધારણ અને સ્થિર હોય છે ત્યારે તે પર્વત આસમાની અને જાંબુડા રંગનું પરિધાન કરે છે અને સંધ્યાસમયે ખુલ્લા નભમંડળમાં તેની ચોખ્ખી મર્યાદારેખા પડી રહે છે, પણ કદાચિત્ જ્યારે બાકીનો ભાગ નજરબાદ વા કળાત્મરનો હોય ત્યારે તેમનાં શિખરોની આસપાસ શ્વેત વરાળનું આચ્છાદન એકત્ર થાય છે અને સૂર્યાસ્તના અંતિમ અંશુઓમાં તે શિખરો કીર્તિરૂપી કિરીટની પેઠે દેદીપ્યમાન અને ઉજ્વલ દેખાય છે.

આ અદ્ભુત પર્વતની તળાટીમાં, જ્યાં ઉચ્ચપ્રદેશના આસમાની રંગો સમીપવર્તી વિસ્તૃત રંગભૂમિના ચળકતા લીલા રંગમાં એકરૂપ થઇ જાય છે, ત્યાં આવેલાં વૃક્ષોમાંથી જેનાં પાટીઆનાં બનાવેલાં છાપરાં પ્રકાશિત જણાય છે તે ગામ ઉપર ગોટેગોટ વળતો આછો ધુમાડો નૌકારૂઢ થયેલાં માણસો દૂરથી નિહાળી શકે છે. તે ઘણા પ્રાચીન સમયનું નાનું ગામડું છે અને પ્રાંતના પ્રથમ સમયમાં કેટલાક ડચ સ્થાનિકોએ ભલા રાજા પીટર સ્ટુવેસન્ટ (પ્રભુ તેના આત્માને શાંતિ અર્પો) ના અમલની શરૂઆતમાંજ વસાવેલું હતું અને હોલેન્ડમાંથી આણેલી નાની પીળી ઇંટોના બાંધેલાં કરામાં બારણાંવાળાં અને મથાળે વાયુગતિદર્શક કુક્કુટાકૃતિઓવાળાં કેટલાક ઘર થોડા વરસ ઉપર હસ્તીમાં આવેલાં હતાં.

તેજ ગામમાં આવીજ જાતના એક ઘરમાં (જે ખરું કહેતાં [illegible]

સપાગમાં આવી ગયેલું અને હવારી ઘસાયેલું હતું ) ઘણાં વર્ષ ઉપર જ્યારે તે હજી ગ્રેટ બ્રિટનના તાબાનો પ્રાંત હતો ત્યારે રિપ વાન વિંકલ નામનો એક ભોળો અને ભલા સ્વભાવનો માણસ રહેતો હતો પીટર સ્ટુવેસન્ટના વીરતાના દિવસોમાં વાન વિંકલ નામક જે પૂર્વજોએ ઘણી બહાદુરી બતાવી હતી અને ક્રિસ્ટિનાના કિલ્લાના ઘેરા વખતે તેની સાથે ગયા હતા તેમનો એ વંશજ હતો છતાં તેના પૂર્વજોના લડાયક ગુણનો ભાગ્યેજ થોડો પણ વારસો તેનામાં ઉતરેલો હતો તે માયાળુ પાડોશી અને આજ્ઞાંકિત આવશ્ય પતિ હતો ખરેખર તેનું આ વશપણું તેની આવી અપાર લોકપ્રિયતા કરાવનારા તેના નમ્ર સ્વભાવને આભારી હતું કારણ કે જે માણસો ઘેર કર્કશા સ્ત્રીઓની સત્તા નીચે હોય છે તે માણસો વિશેષે કરીને બહાર બેહદ મળતાવડા અને પ્રીતિપાત્ર થાય છે તેમનો સ્વભાવ બેશક કૌટુમ્બિક કંકાસરૂપી અગ્નિની ભઠ્ઠીમાં નરમ થઈ ગયો હોય છે અને ધૈર્ય તથા સહનશીલતાના સદ્ગુણો શીખવવામાં આવે પત્નિને આપેલા ઉપદેશ દુનીઆની અંદરના સઘળાં વ્યાખ્યાનોના જેટલોજ મૂલ્યવાન છે તેથી કજીઆખોર સ્ત્રી પણ અમુક રીતે સર્વોત્તમ કલ્યાણ અર્પી શકાય અને તેમ હોય તો પછી રિપ વાન વિંકલ ત્રણ રીતે સુખી હતો

ખરું છે કે તે ગામની સઘળી ભલી ગૃહિણીઓનો ઘણોજ માનીતો થઈ પડ્યો હતો અને ભલી સ્ત્રીજાતિની સામાન્ય રીત મુજબ તે સર્વ કુટુંબકલહમાં ભાગ લેતો અને જ્યારે જ્યારે સાંજે ગપાટા મારતી વખતે તે વિષયની ચર્ચા ચાલતી ત્યારે ત્યારે તે પોતાની સ્ત્રી ઉપર સઘળા દોષનું આરોપણ કર્યાંવગર રહેતો નહિ ગામનાં બાળકો પણ જ્યારે જ્યારે તે નજીક આવે ત્યારે ત્યારે હર્ષની બુમો પડતા તે તેમની રમતોમાં મદદ કરતો તેમને રમકડાં બનાવી આપતો પતંગ ઉડાડતાં અને લખોટા કેમ રમવા તે શીખવતો અને ભૂત પ્રેત અને રાતા મ્હોંના અમેરિકન વતનીઓ વિષે લાંબી લાંબી વાતો કહેતો જ્યારે જ્યારે તે ગામમાં ટેલવા નીકળતો ત્યારે તેની આસપાસ છોકરાંનું મંડળ હોય તેમાંનો કોઈ તેના લુગડાના છેડા પકડીને લટકતાં તો કોઈ તેની પીઠ ઉપર ચઢી બેસતાં અને તેની હજાર રીતે મશ્કરી કરતાં હતાં તોપણ તેમને તેના તરફથી કદી શિક્ષા થતી નહોતી અને તે સર્વત્ર એટલો બધો પરિચિત થઈ ગયો હતો કે આસપાસના પ્રદેશનું એક કુતરું પણ તેને ભસતું નહિ

રિપની માનસિક રચનાની મોટી ખામી એ હતી કે સર્વ જાતની લાભદાયક મહેનત તરફ તેને અનિશ્ચય અણગમો હતો તેનામાં ઉદ્યમ અને ઉત્સાહનો અભાવ હતો એમ ન હતું કારણ કે તાતાર ભાલા જેવો લાંબો અને ભારે હડ લઈને ભેજવાળા ખડક ઉપર બેસીને આખાને એક ડુકો પણ ન મળે તોપણ બડબડાટ કર્યાંવગર આખો દિવસ મચ્છી મારવાનો ધંધો કર્યાં કરતો ખભા ઉપર નાની બંદુક લઈને ખીસકોલી કે જંગલી કબુતર મારવામાટે તે કલાકોના કલાક જંગલમાં અને ખા

હાટેકરામાં કલાકોના કલાક ભટકયા કરતો કોઇ પાડોશીને કઠણમા કઠણ કામમાં મદદ કરવાની તે ના પાડતો નહિ અને મકાઇના દાણા છુટા પાડવાના અગર પત્થરની ભીંતો બાંધવાના કામ જેવા સર્વ ગ્રામ્ય ઉત્સવ કાર્યમા ભાગ લેનાર તેનો નંબર સાથી પહેલોજ હોય ગામની સ્ત્રીઓ પણ તેમના સંદેશા પહોચાડવાના તેમજ એવા નાના મોટા કામ જે તેમના અનુપકારી પતિ તેમને કરી આપે નહિ તેવા કામે તેને લગાડતી મતલબ કે, રિપ પોતાનાજ કામ સિવાય બીજા બધાના કામ બજાવવાને હમેશા તયાર હતો પણ પોતાની કૌટુમ્બિક ફરજ બજાવવી અને પોતાના ખેતરને સુવ્યવસ્થિત રાખવુ એ તેનાથી બની શકતું નહિ

ઉલટુ તે ખુલ્લી રીતે કહેતો કે મારા ખેતરમાં કામ કરવુ નિરથક છે મારા ખેતરની કટકી આ આખા પ્રદેશમાં સાથી કષ્ટકારક છે હુ ગમે તેટલુ કરુ તોપણ તેમા બધુ અવળુજ પડે છે અને વળી મારી કેટલી વાડ વખતો વખત ભાગીને ભુકો થઇ જાય છે કાં તો મારી ગાય વાડીમાંથી છુટી ભાગે ને કાં તો કોબીજમાં ઘુસી જાય બીજી કોઇ જગા કરતા મારા ખેતરમાં નિંદણ ચોખ્ખુ અપાટાબંધ ઉગવાનુ મારે બહારનું કાંઇ કામકાજ હોય કે વરસાદ તો ઝુકયોજ પડયોજ છે એટલે એ કે તેના બાપદાદાની જાગીર તેની દેખરેખ નીચે એકર પછી એકર ઓછી થતી ગઇ હતી અને છેવટ મકાઇ અને બટાટાનું એક નાનુ પાદરુ બાકી રહ્યુ હતુ તેપણ આજુબાજુના સૌ ખેતર કરતાં ખરાબમાં ખરાબ હાલતમાં હતુ

તેના છોકરાં પણ એવાં ચીંથરેહાલ અને જંગલીજેવાં હતા કે જાણે તે અનાથ હોયની! તેની આબેહુબ મૂર્તિ રૂપ પેદા થએલો તેનો, ભૂત જેવો છોકરો તેના લઘરીઆ બાપની ટેવનો વારસો લેવાની આગાહી આપતો હતો તેના બાપનો ઉતરેલો ચોરણો પહેરીને તે તેની માની પૂઠે વછેરાની માફક દોડતો ઘણીવાર જોવામાં આવતો હતો અને જેમ વરસાદની ઋતુમા કોઇ અમીરની સ્ત્રી પોતાના ઝબ્બાના છેડા ઉંચા ઉપાડીને ચાલે છે, તેવી રીતે તે ચોરણાને એક હાથે ઉંચે પકડી રાખવાની તેને ઘણી મહેનત પડતી

તોપણ જે મૂર્ખ અને સરળ સ્વભાવના મનુષ્યો આ દુનિયાના વહેવારને સુગમ માને છે ઓછામાં ઓછી ચિંતા અને ઉપાધિથી જે લુખો સુકો રોટલો મળે તે ખાઇ લે છે અને રૂપીઆનુ કામ નહિ કરતાં એક પાઇ સારૂ ભૂખે મરે છે તેવી જાતનો માણસ રિપ વાન વિંકલ હતો જો તેને તેની મુનસફી ઉપર મુકી દેવામા આવ્યો હોત તો તેણે પોતાના જીવનના બાકીના દિવસ સંપૂર્ણ સંતોષમાં પુરા કર્યા હોત પણ તેની કાર્યવિમુખતા બેપરવાઇ અને એ રીતે પોતાના કુટુંબ ઉપર તે જે હાનિ લાવતો હતો તે વિષે તેની સ્ત્રી નિરંતર તેના કાન ફુંકયા કરતી સવારે બપોરે અને રાત્રે તેણીની જીભ અસ્ખલિતપણે ચાલ્યાજ કરતી હતી અને તે (રિપ) કાંઇ બોલે કે કરે તો અવશ્ય તેના ઉપર વાગ્વાદ

દ્દભવ પામતો એવી જાતનો સઘળાં ભાર, જુનો જવાબ આપવાની રિપની એકજ રીત હતી અને તે રીત હમેશના ઉપયોગથી ટેવ જેવી થઈ ગઈ હતી તે ખભા ઉંચા ચઢાવતો, માથુ હલાવતો આંખો નીચી ઢાળી જતો પણ એક અક્ષર બોલતો નહિ અધુરામાં પુરૂ આથી તો તેની બીતરફથી વિશેષ વાગ્બાણ છુટતાં તેની તે ખુશીથી પોતાની હાર કબુલ કરતો અને ઘરની બહાર ચાલ્યો જતો—ખરે ખર બીચારા—બાપડા પતિનો આ એકજ રસ્તો છે

રિપનો એકનો એક જાણું સેવક તેનો વુલ્ફ નામનો કુતરો હતો અને તે પણ તેના ધણીના જેવોજ બાપડો હતો કારણ કે વાન વિંકલની સ્ત્રી બાઈસાહેબ સમયમાં પોતાના ધણીને વારવાર રખડાવનારતરીકે તરફ પણ કરડી નજરથી જોતી ખરૂ છે કે એક માનવંતા કુતરાને છાજતા જુસ્સાની સઘળી બાબતોમાં તે અરણ્યમાં વિચરનારા પ્રાણીઓના જેવો હિંમતવાન હતો હમેશ ચાલ્યા કરતી અને તન ન મુંઝવી નાખતી સ્ત્રીની જીભમાંથી છુટતા ત્રાસદાયક શબ્દો આગળ કોની હિંમત ટકી શકે? મોં વીલુ કરીને પુછડી જમીન ઉપર ન માવીને બે પગ વચ્ચે ઘાલીને વુલ્ફ ઘરમાં દાખલ થતો કે તરત તે વાન વિંકલની સ્ત્રી તરફ ઘણીવાર આડી નજરે જોતા જોતો જેમ ફાંસીથી દુર નાસે તેમ છુપાઈ જતો અને સાવરણી કે કડછી સહજ ઉગામવાથી તે કાઉં કાઉં કરતો એકદમ બારણા તરફ નાસી જતો

જેમ જેમ લગ્ન પછીનાં વર્ષો વહી ચાલ્યાં તેમ તેમ રિપ વાન વિંકલના દિવસો વધારે અને વધારે દુખદાયક થતા ગયા જલ સ્વભાવ વયના વધવાથી પણ કદી મીઠો થતો નથી અને તીક્ષ્ણ જીભ એ એકજ એવું હથીઆર છે કે જે હમેશના ઉપયોગથી વધારે અણીદાર બનતુ જાયછે, ઘણા વખત સુધી તો જ્યારે તેને ઘરમાંથી હાંકી કાઢવામાં આવે ત્યારે તે સ્વતઃ તત્ત્વવેત્તાઓ અને ગામના એવા બીજા આળસુ મહા પુરૂષોની એ જાતની કાયમની મંડળીમાં વારવાર જઈને દિલાસો મેળવતો નામદાર ત્રીજા જૉર્જની લાલીવાળી છબીથી નિમિત્ત કરેલી એક નાની વીસી આગળ મૂકેલી પાટ ઉપર આ સભાની બેઠક મળતી અહીં છાંયડા નીચે બેસીને તેઓ અસંખ્ય ગામગપાટા હાંકતા અને નકામી પારવગરની આળપંપાળ વાતો ઠોકતા. કામધંધાવગરના લાંબા ઉનાળાના દિવસ વીતાડતા પણ એ કોઈવાર જ્યારે કોઈ તે રસ્તે થઈ પસાર થતા મુસાફરપાસેથી કોઈ જૂનું વર્તમાનપત્ર તેમના હાથમાં આવતું ત્યારે જે ગંભીર વાદવિવાદ કોઈ કોઈ વાર ચાલતો તે સાંભળવા માટે જો કોઈ રાજ્યપ્રકરણી પુરૂષ પૈસા ખરચીને ત્યાં ગયો હોય તો તેના નાણાં વસુલ થઈ જાય નિશાળમાસ્તર ડેરિક વાન બમેલ જે એક ચાલાક માણસ હતો અને શબ્દકોશમાંના મ્હોટામાં મ્હોટા શબ્દથી ગભરાય એવો નહોતો તે જ્યારે રાગડા કાઢીને વાચતો ત્યારે તે સભ્યો જે ગંભીરતાથી તેની વિગત ધ્યાનપૂર્વક સાંભળતા

અને જે જાહેર મનાવો બની ગયેલા હોય તે પછી કેટલેક મહિને તે ઉપર દેવી પડિતાઈથી પુખ્ત વિચાર ચલાવતા।

આ મંડળીના નિશ્ચય ઉપર ગામનો મુખી અને વીશીનો માલેક નિકોલસ વેડર સંપૂર્ણ સત્તા ધરાવતો હતો તે વીશીના બારણામાં સવારથી સાંજ સુધી આસન કરી બેસતો અને સૂર્યના તાપથી દૂર રહેવા અને એક મોટા વૃક્ષની છાયામાં રહેવા પુરતોજ તે ખસતો હતો તેથી શંકુયંત્રની પેઠે તેની હીલચાલ ઉપરથી કેટલા વાગ્યા છે, તે તેના પાડોશીઓ કહી શકતા ખરેખર તે કવચિતજ બોલતો સમજાતો અને સતત ચુંગી ફુંકયા કરતો તેમ છતા તેની પાસે જાથુ રહેનારા લોકો (કારણકે દરેક મોટા માપુસની પાસે જાથુ રહેના૨ લોકો હોય છે) તેના મનના ભાવ સંપૂર્ણ સમજી શકતા હતા અને તે ઉપરથી તેના નિશ્ચય પારખી શકતા હતા જ્યારે કાંઇ વાંચેલુ કે વર્ણવેલુ તેને નાપસંદ પડતુ ત્યારે તે જોસબંધ ચુંગી ફુંકતો અને વારંવાર તિરસ્કારપૂર્ણ ધમાડાના ગોટા કાઢતો દેખાતો પણ જ્યારે આનંદમાં આવે ત્યારે તે ધીમેથી અને શાંતિથી ધૂમ્રપાન કરતો અને આછા તથા અબ્યગ્ર ગોટામાં ધુમાડો બહાર કાઢતો અને કોઇ વખતે મ્હોમાથી ચુંગી બહાર કાઢીને નાકની આસપાસ ખુશબો૨ વરાળના ગુચળા વળતા હતને સંપૂર્ણ અનુમતિના ચિન્હ તરીકે ગંભીરપણે માથુ હલાવતો

આ આશ્રમસ્થાનમાંથી પણ કમનસીબ રિપને આખરે તેની કજીઆખોર સ્ત્રી નસાડી મૂકતી અને સભાની શાંતિમાં ભંગ પાડીને સભ્યોને સાવ કોડીના મૂલના કરી મૂકતી મહાપુરૂષ શ્રીમાન્ નિકોલસ વેડર પણ આ ભાયકર કર્કશાની નિડર જીભમાથી ઝરતી પુષ્પાંજલિથી પવિત્ર થયા વગર રહેતો નહિ અને તેણી પોતાના ધણીને નિરૂદ્યમી રેવમા ઉત્તેજન આપ્યાનું તેના ઉપર ખુલ્લેખુલ્લુ તહોમત મૂકતી

અંતે બિચારો રિપ લગભગ હતાશ થઇ ગયો અને હાથમાં બંદુક લઇને જંગલમાં ભટકવા નીકળી પડવુ એ ખેતરની મજુરી તેમજ સ્ત્રીના કકળાટથી બચી જવાનો માત્ર તેને એકજ રસ્તો રહ્યો હતો સાં કોઇવાર તે એકાદ વૃક્ષતળે બેસતો, અને ઝોળામાંથી ખાવાનું કાઢીને થોડુ વુલ્ફને આપીને પોતે ખાતો, કારણ કે તે હેરાનગતિના વખતમાં દુખના ભાગીદારતરીકે તેના ઉપર સદા નુભૂતિ રાખતો તે કહેતો અરે બિચારા વુલ્ફ તારી શેઠાણી તારૂ ટવનર એક હલકા કૂતરા જેવુ કરેછે, પણ કાંઇ ફિકર નહિ, બચ્ચા! જ્યાસુધી હું જીવુછુ ત્યાસુધી તારી પાસે દુખમા ઉભો રહેવામાટે તારે કોઇ મિત્રની જરૂર પડશે નહિ વુલ્ફ પોતાની પુંછડી હલાવતો, જિજ્ઞાસુ બનીને પોતાના શેઠના મોં સામુ જોતો અને જો કુતરાઓમા દયાની લાગણી ઉત્પન્ન થઇ શકતી હોય તો હું ખચીત ધારૂ છુ કે તે ખરા જીગરથી દમાનુભૂતિની અરસપરસ આપલે કરતો હતો

શરદ્-ઋતુના એક સુંદર દિવસે આવી જાતની એક લાંબી સહેલ કરતાં કરતાં રિપ અજાણપણે કેટસકિલ પર્વતોના એક ઉચ્ચતમ વિભાગ ઉપર આવી ચઢયો. તે પોતાના વહાલા ખિસકોલીના શિકાર પછવાડે પડયો હતો. અરણ્યનાં શાંતિમય સ્થાનો તેની બંદુકના ભડાકાથી ધ્વનિત અને પ્રતિધ્વનિત થયાં હતાં. નમતે પહોરે શ્વાસ ચઢવાથી અને થાકી જવાથી ઉંચી ટેકરીના આસ પ્રદેશને શોભાવતી પાર્વતીય વનસ્પતિથી છવાએલી એક હરિયાળી ટેકરીપર તે લાંબો થઇને પડયો. વૃક્ષોની વચ્ચેના ખુલ્લા ભાગમાંથી ફળવાન અરણ્યભૂમિનો નીચેનો આખો પ્રદેશ ઘણા કોસ સુધી જોઇ શકાતો હતો. કેટલેક અંતરે પોતાથી ઘણે ઘણે દૂર નીચે આવેલી અને જાંબુડા રંગના એકાદ વાદળાથી કે સરિતાના વક્ષસ્થળ ઉપર મંદ તરતાં ઝોકાં ખાતી અને અંતે નીલવર્ણ ઉચ્ચ પ્રદેશમાં અદશ્ય થઇ જતી મંદગતિથી ચાલતી નૌકાના સઢથી પ્રતિબિમ્બિત થતા શાંત પણ પ્રૌઢ પ્રવાહથી ચાલતી વિશાળ નદી તેણે જોઇ.

બીજી બાજુએ એક વેરાન એકાંતિક વિકટ અને ઝઝુમી રહેલા શિખરોમાંથી પડેલી શિલાઓથી પ્રપૂરિત લલવાગા અને અસ્ત પામતા સૂર્યના કિરણોથી ભાગ્યેજ પ્રકાશિત થતી ઉંડી પર્વતની ખીણમાં તેણે નજર કરી. થોડા વખત સુધી તો રિપ આ દૃશ્ય ઉપર વિચાર કરતો પડી રહ્યો. સંધ્યાનો ધીમે ધીમે સંચાર થવા લાગ્યો; પર્વત પોતાની શ્યામ છાયા ખીણો ઉપર થઇને પ્રસારવા લાગ્યા. તેને લાગ્યું કે ટ ગામમાં પહોંચું તે પહેલાંજ અંધારૂં થઇ જશે. અને પોતાની સ્ત્રીના ત્રાસની સામે ટકી શકવાનો વિચાર આવતાંજ તેણે ઉંડો નિશ્વાસ મૂકયો.

તે ઉતરવાની તયારી કરતો હતો, તેવામાં તેણે દૂરથી અવાજ સાંભળ્યો: રિપ વાન વિંકલ! રિપ વાન વિંકલ! તેણે ચોતરફ જોયું તો પર્વત ઉપર થઇને એક ઉ ના કાગડા સિવાય તે કશું જોઇ શકયો નહિ. તેણે ધાર્યું કે મારી કલ્પનાએ મને ભૂલાવામાં નાખ્યો હશે અને ફરીથી નીચે ઉતરવા માટે પાછો ફર્યો. તેવામાં તેણે શાંત સંધ્યાના સમીરમાંથી ગાજી રહેતી બૂમ સાંભળી:

રિપ વાન વિંકલ! રિપ વાન વિંકલ!

તેજ સમયે વુલ્ફે પોતાની પીઠ ઉપરના વાળ ઉભા કર્યા અને ધીમા અવાજે ગુરકીને ખીણ તરફ ભયભીતપણે નજર કરીને પોતાના શેઠની બાજુમાં ભરાઇ ગયો. પોતાને ખોટી ભ્રાંતિ થતી હોય એમ હવે રિપને જણાયું. તેણે ચિંતાતુર રીતે તેજ દિશા તરફ નિહાળ્યું તો ધીમેથી ખડક ઉપર ચઢતી અને પીઠ ઉપર કંઇક ઉપાડેલું હતું તેના ભારથી નમેલી એક વિચિત્ર વ્યકિત જોઇ. આ એકાંત નિર્જન સ્થાનમાં મનુષ્ય પ્રાણીને જોઇને તે બહુ આશ્ચર્ય પામ્યો, પરંતુ આજુબાજુના કોઇ જણને મારી મદદ જોઇતી હશે એમ ધારીને તે તેને સહાય કરવા જ જલદીથી નીચે ઉતર્યો.

જ્યારે તે વધારે નજીક ગયો ત્યારે આ અજ્ઞાતપુરૂષની વિલક્ષણતાથી વધારે આશ્ચર્ય ચકિત થયો તે ભરાઉ ગુચ્છાદાર વાળ અને પોળાશ પતી દાઢીવાળો ઠીંગણો, ચોરસ બાંધાનો બુઢ્ઢો હતો તેનો પોશાક જુની ઢબનો હતો—એક કેડ્મરે કસેલી સુતરાઉ બંડી હતી અને ઉપરાઉપરિ કેટલાક ચોરણાઓ હતા અને ઉપરનો ચોરણો મોંઘા વિસ્તારનો અને બાજુઓ ઉપર મોરીઓની હારથી અને ઘુટણ ઉપર ઝુમખાથી શણગારેલો હતો તેણે એક મજબુત નાની પીપ ખભે ઉપાડી હતી તે દારૂથી ભરેલી જણાતી હતી તેણે રિપને નજીક આવીને ભાર ઉઠાવવામા પોતાને મદદ કરવાની ઇશારત કરી આ નવા ઓળખીતાથી જરા શરમાળ અને વહેમી બનેલો રિપ પોતાની હમેશની ઉલટથી તેની સાથે સમત થયો અને પરસ્પર ભારમુક્ત કરતા કરતા એક સાકડું નાળુ જે દેખીતી રીતે પર્વતના ઝરણનું સુકુ તળીયુ હતુ તેમા થઇને તેઓ ઉપર ચઢ્યા ચઢતા ચઢતાં તેઓનો વિકટ રસ્તો જે તરફ જતો હતો તે તરફના ઉંચા ખડકો વચ્ચે આવેલી એક ઉંડી ખોળ કે કોતરમાથી દરતી ગર્જનાની પેઠે લાંબા સમય સુધી ચાલતા ગડગડાટ કરતા ભડાકા નીકળી આવતા હોય એમ જણાયુ તે ક્ષણવાર અટક્યો પણ પર્વતની ઉંચાઇએ ઘણીવાર જે ક્ષણિક મેઘનાદવાળા માવઠા થાય છે તેવાં એકાદ માવઠાનો મંદ અવાજ આ હશે એમ માનીને તે આગળ ચાલ્યો તે કોતરમાથી પસાર થઇને તેઓ એક નાની સાઠમારી જેવી ગુહા પાસે આવી પહોંચ્યા તે ગુહા કરાડ ટેકરાઓથી ઘેરાએલી હતી, અને તે ટેકરાઓની કોર ઉપર નમી રહેલાં વૃક્ષોની શાખાઓ વિસ્તરેલી હતી એટલે આસમાની આકાશ અને સાંજ કાળનાં પ્રકાશિત વાદળાંની સહજ ઝાંખી થઇ શકતી હતી આ બધો વખત રિપ અને તેનો સોબતી ત્રમ વેઠીને મૌનપણે ચાલ્યા આવ્યા હતા કારણકે આ નિર્જન પર્વત ઉપર દારૂનું પીપ લઇ જવાનો શો હેતુ હોઇ શકે તે વિષે રિપને બહુજ નવાઇ લાગી તોપણ આ અજ્ઞાત પુરૂષમા કઇક એવી વિચિત્રતા અને ગૂઢતા હતી કે તે પ્રતિભાનુ સૂચન કરતી હતી અને મિત્રભાવને કુંઠિત કરતી હતી

તે સાઠમારીમાં પ્રવેશ કરતાં નવા ચમત્કાર તેની આગળ ખડા થયા મધ્યભાગનાં સપાટ મેદાન ઉપર નવટંકા રમતા વિચિત્ર દેખાવના મહાન પુરૂષોનું મંડળ હતુ તેઓનો પહેરવેશ તદન વિદેશી ઢબનો હતો કેટલાકે ટુંકાં બદન અને કેટલાકે બંડી પહેરેલી હતી, કમરપટામા લાંબા છરા ખોસેલા હતા અને ઘણાખરાને પેલા ભોમિઆના જેવી ઢબના અનેક ચોરણાઓ હતા તેઓની મુખમુદ્રાઓ પણ કઇક વિલક્ષણ પ્રકારની હતી એકને મોટી દાઢી પહોળુ મુખ અને નાની ડુકર જેવી આંખ હતી તો બીજાનો ચ્હેરો માત્ર નાસિકાથી વ્યાપ્ત થયેલો હોય એવો દેખાતો હતો અને માથે શ્વેત ખાડના પાઉ જેવી અને કુકડાની રાતી પુછડીના પીછાની કલગીવાળી ટોપી તેણે ધારણ કરેલી હતી તેઓ સર્વને તરેહવાર

આકાર અને રંગની દાઢીઓ હતી તેઓમાં એક જણ એવો હતો કે તે તેમનો સરદાર જણાતો હતો તે મજબૂત બાંધાનો વૃદ્ધ ગૃહસ્થ હતો અને તેનો ચ્હેરો હવાના પ્રસારથી ઝાંખો થયેલો હતો તેણે દોરવાળી બંડી અને ટુંકી પહોળી તલવાર સહિત પહોળો કમરપટો ઉંચા શિરપેચવાળી અને માનસૂચક પીછાંવાળી ટોપી રાતા મોજા અને કૃત્રિમ ગુલાબથી સુશોભિત ઉંચી એડીના જોડા પહેરેલા હતા આ આખું મંડળ રિપને ગામના ધર્મગુરૂ ડૉમિનિ વાન શેકના દિવાનખાનામાં એક જુનું ડચ ચિત્રપટ હતું અને જે સંસ્થાનના સમયમાં હોલંડમાંથી લાવવામાં આવ્યું હતું તેની અંદરની આકૃતિઓની યાદી આપતું હતું

રિપને ખાસ નવાઈ જેવું તો એ લાગ્યું કે તેઓ ખુલ્લી રીતે ગમત કરતા હતા છતાં તેઓએ અતિ ગંભીર મુખમુદ્રા અને ઘણુંજ મૌન જાળવી રાખ્યું હતું અને આ વિનોદી મંડળ અંદરથી કોઈ દહાડો ન જોયું હોય એવું ઉદાસી હતું જ્યારે જ્યારે દડા ઉછાળવામાં આવતા ત્યારે વીજળીના ગડગડાટ કરતા કડાકાની પેઠે પર્વતોમાં તેમના થતા પ્રતિધ્વનિ સિવાય કશાથી આ દરની શાંતિનો ભંગ થતો નહોતો

જ્યારે રિપ અને તેનો સોબતી તેમની પાસે ગયા ત્યારે તેઓ એકાએક રમતા બંધ પડ્યા અને રિપ સામું પુતળાંનીપેઠે એકીસે અને વિચિત્ર બેડોળ અને તેજવિહીન મુખ કરીને નિહાળ્યું કે તેના તો હાંજા ગગડી ગયાં અને ઘુંટણ એક બીજા સાથે અફળાવા લાગ્યાં હવે તેના સોબતીએ તે પીપ એક મોટી સિરોઈમાં ખાલી કર્યું અને મંડળને પરિસવાનું કામ કરવામાટે રિપને ઈશારત કરી ભય અને કંપારીથી તેણે આજ્ઞા માથે ચડાવી એટલે તેઓ ગંભીર મૌન ધારણ કરીને દારૂ ગટગટાવી જઈ પાછા રમતમાં સામેલ થયા

ધીમે ધીમે રિપનો ડર અને ત્રાસ ઓછો ગયો જ્યારે કોઈની નજર તેના તરફ ન હતી ત્યારે તે શરાબનો આસ્વાદ લેવાની પણ તેણે હિંમત ચલાવી, અને તેથી તેને માલમ પડ્યું કે તેની ખુશબો ઘણીખરી સવૉટુ કે હોલેંડના આસવોના જેવીજ હતી તે સ્વભાવે તૃષાતુર જીવ હતો એટલે તરતજ બીજો ઘુંટડો લેવાનો લોભ લાગ્યો એક સ્વાદે બીજાને જાગૃતિ આપી અને સિરોઈ પાસે એટલી બધીવાર ગમન પુનરાગમન કર્યું કે અંતે તેની બુદ્ધિ વિવશ બની ગઈ તેની આંખો ઉંડી તરવાઈ ગઈ તેનું માથું ધીમે ધીમે લથડવા લાગ્યું અને તે અગાધ નિદ્રાને વશ થયો

જાગીને જોયું તો તેણે કોતરમાં પેલા બુઢ્ઢાને જ્યાંથી જોયો હતો તે હરિયાળી ટેકરી ઉપર પોતે પડેલો જણાયો તેણે આંખો ચોળી—જોયું તો પ્રકાશિત તડકાવાળી સવાર થઈ હતી પક્ષીઓ છોડવાઓમાં નાચીકુદી ક્રીડા કરી રહ્યા હતા અને ગરૂડ પક્ષીઓ ઉંચે ચક્કર મારતા હતા અને પવિત્ર પવનની લ્હેરોને ભેટતા હતા

અપૂર્ણ

તો ણુ આવકાર આ ીશ અને સ તો આ ભારી થઇશ ઓડખાપણુનું ભાન થયુ એટલે તેનો ઉચ્છેદ કરવા લક્ષ પરોવવુ એ કાર્ય સિદ્ધ પછી મરણુનો ડર તને રહેશે નહિ જેની ચાહના પ્રેમથી તુ રાત–દહોગ કરેછે તેને અ તરાયવિના દષ્ગોદષ્ટ ભેગ્ના તને હોસ થશે એસબધે મોવાના રૂમી પોતાની મસનવી નામક કિતાબમા કહેછે કે બાજ માનોશ બીપરદે ચ્રવમ એ લે ં હુ મારા મિત્ર (ખુદા) ના મો ને અ તરાયવિના જાઇશ

ઉપર પ્રમાણે જ્ઞાનની પ્રાપ્તિ થયા પછી ભ્રાતૃભાવ ઉદ્દભવશે અને લોકોનુ ભલુ કરવા તરફ તમારૂ હૃદય ખેચાશે તથા ઉ ળા ઉ જ્જ્વળ કામ તમારે હાથે પ્રકાશમા આવશે

પરિણામે તમારૂ મન શુદ્ધ થવાથી પ રમેશ્વરને પ્રસન્ન રવા તરફ તમારૂ મન એ ચાશે પરમેશ્વર શાથી પ્રસન્ન થાય?

દયા દાન ને દીનતા ધમ તણુા છે રતન પરવરને એ પ્રિય છે રાખો કરી જતન

દયા મનમાં ઉદ્દભવ્યાથી દાન આપવામાં આવેછે લોકોને દેખાડવા અર્થે દાન કરવુ એમા કઇ પણ પુણ્ય ાથી દાન ચાર પ્ર કારનુ છે અન્નદાન ધનદાન વસ્ત્રદાન અને અને વિદ્યાદાન એમા સૌથી શ્રે વિદ્યા ાન છે કેમકે તે અવિનાશી અને તેમાંથી નિ પજતા પરિણામ ટકાઉ છે

દાન કરવામા દાન લેનાર ાનને પાત્ર છે કે ાહિ તેનો વિચાર કરવો આવશ્યક છે અર્થાત્ આળસ તથા હરામખોરીને ઉત્તેજન આપવુ નહિ

પરાર્થ તથા પરમાથ એક વ્યક્તિનુ તમે ભલુ કરો તે પરાથ અને અનેક વ્યક્તિઓનુ તમે કલ્યાણુ રો તે પરમાથ

પરમાથ કર્યા પછી અજબ કિસમનો પ્ર કાશ તમારા દિલમા પ્રકટ થ ે અને તે ચારે અનુભવશો ત્યારે મન મગ્ન રહેશે અને અ ત કરણના ઉ ાણુમાથી અવા જ આ વશે કે સાબાશ નેક કામ કયુ

વિવેક પૂર્વક દ ન કર કર રાજી તું ર ક દુખીઆને સુખીઆ કરે સુખપામે તુ નિશ્ચ એહીને પો ે દી સમજ નહિ તે પુ ય દાગર* દરબારમાં સરવાળો છે શૂ ય દુઆ દીનની† કામની ાજી રહે ર ્નાર રહમાા‡ જેને રીઝશે તેનો બેેા પાર ર ્ીં આન દ ઉપજે ત ે હૈયુ તુજ મમાક વ અવ જ અ તર ઓચરે કીધુ તે શુભ ાય ધન્ય ધ ય તુજને કહે ભલી કર્યો ત ેજ્ઞ ધન આપ્યુ પરમેશ્વરે ખૂબ કર્યો ઉપ ો ા

પરમાથ માત્ર શ્રીમ તો કરી શકે એમ ન સમજવુ દુનિયામા ધનાઢ્ય ક્ષ્મણુનો છો ા હાય ક લોકોનો મોટો સમુદાય ગરીબ કે મધ્યમ સ્થિતિમા હોયછે ધન ખરચવાની જેમનામાં શ િત નથી તેઓ અનેક રીતે પો

* દાદગર=ઇનસાફ્દાર પરમેશ્વર † દીન=રક અનાથ ‡ રહમાં=ખુદાતઆલા

ત્માના તન-મનથી શ્રમ લઇ પરોપકાર કરી શકે છે અથો સ્ત્રી લોકોને કલ્યાણકારી બોધ કરવો, મ્યુનીસીપાલીટીનું કે સ્કુલ બોર્ડના મેમ્બર થવું કુસંપ હોય ત્યા સંપ કરાવવો ઇત્યાદિ કામોમા ધન વાપરવાની અગત્ય નથી પરોપકાર સમજવાની શક્તિ અને પરોપકાર કરવા તરફ મનનું વલણ જે મનામા હોય તેઓને થોડે પૈસે કે નગર પૈસે લોકોનું કલ્યાણ કરવાના પુષ્કળ માર્ગો છે અને એવા માણસો દેશમા વધે ત્યારે દે શની ચડતી થશે અને લોકો વધારે સુખી થશે



## પ્રમાદ અથવા આળસ



સવારના મોડા ઉઠવુ વળી જાગૃત થયા પછી પણ પથારીમાં પડયા પડયા લેટ્યા કરવુ કામમાથી છટકી જવા પ્રયત્ન કરવો, સોપેલુ કામ કરવામા જેમ બને તેમ વધારે વખત લગાડવો નકામા બેસી રહેવુ શ્રમ પ્રસંગે અનેક બહાના કાઢવા આવા પ્રકારનુ આચરણ પ્રમાદના પ્રકરણમાં આવેછે વિશેષ લક્ષણ નીચેની અગ્રેજી કવિતામાથી દિનો અહિત મળી શકશે —

Tis the voice of the sluggard
I heard him complain
You have waked one too soon
I must slumber again
As the door on its hinges
so he on his bed
Turns his sides & his heavy head
A little more sleep &
a little more slumber
Thus he wasted half his days
& his hours without number

મે એ એદી માણસને આ પ્રમાણે પ કબ તે સાંભળ્યો તે મને બહુ જલ્દી ઉઠાડયો મારે ફરીથી સુવુ જોઇએ જેવીરીતે બારણું મિજાગરાઉપર ફર્યા કરે છે તેમ તે એક ગમથી બીજી ગમ પડખા ફેરવ્યા કરે છે ઉંઘ ઉંઘ મારે વધારે નિદ્રા લેવી જો ઇએ આવી રીતે પોતાના અર્ધ દિવસ ગુમાવે છે અને કલાકો ગુમાવે છે તેની તો ગણ ત્રીજ થઇ શકે નહિ

### ચોપાઇ

અચેત શું હવે છે યાર,
તુજ સુસ્તીનો છ કંઇ પાર?
સૂર્ય તપ્યો ને થયા બપોર
ઉદ્યમનો છ શોરબકોર
નાસો થઇ પડયો બેભાન
સોળ વિત્યાં પણ નાવી સાન
ખાય તઝ કર યારે ખુદા
ઉઠાને પછી નથુ ગુધા
(દિ ?) પ્રભુ પ્રેમ તુ પીને ચોખા
મિ જાય સબ [illegible] ધોખા

કાજળ તારી આખમા સુસ્તીનું ભરપૂર
પ્રેમ ઝળ ધોઇ નાખની પ્રકટે જેથી નૂર'

(કરમકા ?)

સુસ્તીનો શોરવો એવા પ્રકારનો છ કે જેમ જેમ વધારે પીતા જઇએ તેમ તેમ તેની તરસ વધારે લાગે

— જનસમુદાયની ખુશમીજાજથી વર્તવું એ આપણી એક ફરજ છે એજ અર્થનું એક અંગ્રેજી સૂત્ર એ છે કે chneerfulness is a clear duty we owe to others

વિનોદી વાર્તાઓ એનાઓ માટે બહુ ગુણકારી છે હાસ્યમાંથી હર્ષ ઉત્પન્ન થાયછે અને તે બળતરાને બાળી મૂકેછે

Laugh & grow stout
હસો અને શરીર પુષ્ટ કરો

દા ામા એક-બે વાર સારીપઠે હસો પેટ ભરીને હસો

Mirth is the true medicine for happy life

સુખી જીવનમાટે સાચું ઔષધ વિનોદ છે

ખરૂં પૂછો તો સુખ એ કંઇજ નહિ પણ આનંદનો એકત્ર સમુદાય છે

પુરે હમ ની મદ ન દર દાનમે ખુશ હય
ખાનેકો મિલા કમતો ઉસી કમમે રહે ખુશ

સવારના પાંચ વાગતા પહેલાં ઉઠો હસતે મોઢે ઉઠો ખુદાની બંદગી કરો અને તેવીજ રીતે રાતના દશ વાગ્યાની અંદર આનંદ સહિત પ્રાર્થના કરી સૂઇ જાઓ



## ઇનામી સવાલ



પાય વિના ઉભી રહી મે દીઠી એ નાર
નાર માર ખાએ અતિ બહુ બહુ કરે પોકાર

સાથી પહેલો ખરા જવાબ લખી મોકલનારને ૩ ૨) ની કિંમતનાં પુસ્તકો આપવામાં આવશે

મુદત ચાર દહાડા

નીચે દર્શાવેલાં પુસ્તકોમાંથી ચૂંટણી કરવી

હીરા ણી (દુઃખ કાપનાર) કિંમત રૂ ।~ ઘોબિતુ પૈ રૂ ।।।~

નથુ દે હેન (વખણાયલી નવલ કથા) રૂ ।।।

ત્રણ ભાષાનો બોધિયો-રૂ ।।। ઘોબિતુ પૈ રૂ ।।

નિબંધ કરમાળા સમુદાય ૧ ૨ રૂ-રૂ ।~ રૂ ।= રૂ ૧

Algebraical Problems with Solutions-રૂ ।।~

ગુજરાતના ઇતિહાસની વાર્તાઓ રૂ ।~

કરમકાવ્ય રૂ ૧ કચ્છી સુકેણી-રૂ ।~

ચાર ભાષાની કહેવતોનો (અંગ્રેજી ગુજરાતી ફારસી તથા ઉર્દુ) રૂ ।।~

હીરાકણી ધરી હાથમાં લક્ષ દઇને વાંચ
જગ વાળા નડશે નહીં લેશ ન આવે આંચ

જવાબ નીચે દર્શાવેલ ઠેકાણે લખવો

ક મઅલી રહીમભાઈ નાનજીઆણી
બી એ

બનુમગનો કચ્છ-કેરા

# ભગવાન શ્રીકૃષ્ણનું હાલરડું



**માતા જસોદા ઝુલાવે પુત્ર પારણે—એરાગ**

અલો લો લો હાલો વાલો વારૂ વીરને પારણે
હારા મન મોહન નટ નાગર નંદકુમાર !— અલો લો૦

આજે પુણ્યતિથી શુભ શ્રાવણ કૃષ્ણા અષ્ટમી
ગણતા ગણતાં વીત્યા વર્ષો પાંચ હજાર
વહાલા વિયોગના આંસુડાં ઢાળે ભારતી
પાછુ વળી ન જોયુ દીન જનના આધાર— અલો લો૦

જે ભૂમી તમ ચરણરજે વૈકુંઠ બની હતી
તેના આજ બ યા છે અરર કેવા હાલ
વર્ણન કરતા વ્હાલા જીભ જરા ચાને નહિ
દુખના ડુંગર દુર્દશાનુ નરકાગાર— અલો લો૦

જે ભૂમીમા વેણુ વાતા ધેનુ ચારતા
ધીર વીર કૃષ્ણ મળી બધુ બનતા ગોપાળ
એ ધેનુની આજે હાનત દષ્ટે દેખતા
જેના માંસ રૂધિરથી અસુરો ભરતા થળ— અલો લો૦

માવા ! માખણ દહીં ને પયનો પાર હતો નહિ
આજે દશ દિશમા ડેરીએ વળ્યો દાટ
ઘતમા ગાયોની ચરબી તેપણ ખાવી પડે !
આવો અલબેલા ? ધેનુની કરવા વ્હાર— અલો લો૦

આપે અર્જુનને ગીતામા તો એવુ કહ્યુ
"મ્હારો જન્મ થશે જ્યાં વધશે ભૂમી ભાર
ધર્મ તણો લય થાતાં દુષ્ટોને સંહારવા,
ભારત ભવ્ય ભૂમીમાં ધારીશ હુ અવતાર — અલો લો૦

એ વાતોને હે! વનમાળી શું વિસરી ગયા?
શું બાકી છે વહાલા વધવા ભૂમી ભાર?
દિન દિન દીન દશામાં ગ્રેશ જાયછે ડુબતો
વસમી વેળા વિઠ્ઠલ ક્યારે કરશો હાર?— અનો બો

કોપ કરી ગોકુળપર ઇન્દ્ર નત્ત્વય આદર્યાં
વરસ્યા મૂશળધારે બાર મેઘ સમાપ
નગ ને નખપર ધારી જમ ભૂમીને જાળવી
પલમાં સ્વર્ગ પતિનો ચૂર્ણ કર્યો અહંકાર— અનો લો

એવી અમ દીનજનપર દુખની મૂશળધાર છે
આરો એક ન દીસે અરણ્વનો નહિ પાર
દીનબંધુ અજવાળો શુ દિશ ભારત દેશની
હરના કષ્ટ અમારાં આજ ધરો અવતાર— અનો લો

છગનલાલ હિંમતરામ ગવલ (નોકરી ?) હાલ કલકત્તા.

# અંકુશમાટે અભિપ્રાય

( નવરોઝ-કલકત્તા —૧૦-૬-૨૨ )

અંકુશ નો માસ જાનેવારીનો અંક વિવિધ પ્રકારના વિષયો તથા રસિલી કવિતાઓથી શોભીતા મુજબ ભરપૂર છે. સ્ત્રી જાતિનું ઉચ્ચ પદ ... પે લેખ તેના લેખકને સાબાશી અપાવે એવો લખાયો છે. સંસારમાં સ્ત્રીઓની નમ્રતા લેખકે ઘણી બાહોશી અને સરળતાથી સમજાવી છે. દુખ રૂપી બાંધવ અને તેનું તાજ ... વાળો લેખ વિદ્વત્તાભરી રીતે લખાયલો મનન કરવા જોગ છે.

દુખને કેવી રીતે આવકારદાયક લેખવું તેમજ દુખ પડે તે વખતે કેવા પ્રકારના સુખદાયક વિચારો કરી ધીરજ પકડવી તે તેમાં અચ્છી અને અસરકારક રીતે સમજાવ્યુ છે. જો લેખમાં સમજ્યા મુજબ જો દરેક જણ વિચારે અને અમલ કરે તો બેશક આખી સૃષ્ટિ હમતી અને આનંદમય બની જાય. ટુંકમા આવા સારા લેખો લખે નહિ તો થોડે દરજ્જે પણ વાંચનારના વિચારોને કેળવી શકે. કવિતામા ભાઇ શાન્તિ કરની 'ભોડુ કરે તે સુખી કેમ થાય?' રસીલી અને બોધદાયક છે.

રોયલ કવાર્ટો સાઇઝના મોટાં કદનાં અને વિધ વિધ લેખોથી ભરપુર અંકુશ નું વાર્ષિક લવાજમ માત્ર રૂા. ૨-૮- છે. આટલું સસ્તું અને સાથે વળી ઘણુ ઉત્તમ સાહિત્ય બહાર પાડવાનો ભાઇશ્રી અંકુશ નો સાહસ વખાણવા જોગ છે.

# કેળવણીવિરૂદ્ધ વગરનામની સોસાયટી

લેખક—શ્રીયુત "સ્નેહયોગી" ધુલીઆ—ખાનદેશ

અનુસધાન પૃષ્ઠ ૩૫૨ થી

આવી સ્થિતિમા મારૂ એ કર્તવ્ય છે કે હુ મારા કર્તવ્યનુ પાલન કરી મારા પવિત્ર જીવન-વ્રતની પવિત્રતાઉપર અહર્નિશ દૃષ્ટિ રાખી શકુ અન્યથા તે સસ્થા પણ વર્તમાન સમયના મિથ્યા વાદવિવાદમાં પડીને વૃથા પોતાની શક્તિને ઓછી કરશે અગર તો આ રીતથી તેઓનો પરોપકારી સદુપદેશ પણ મૃતપ્રાય બની જશે જેથી કરીને એ ઓએ ભારતવર્ષની અસખ્ય ભોળી વ્યક્તિઓ બચાવનુ સાધન માનેલુ છે એક બાબતનો નિષેધ કરી શકાય તેમ નથી કે શિક્ષણ-પ્રચારના સાથીદારોએ જે એક બાબતમા થોડીઘણી પણ સફળતા પ્રાપ્ત કરેલી છે તે લોકોએ આજથી વીસ વર્ષ અગાઉથી એક સતત રીતે પ્રયત્નશીલ બનીને ચાર દિશામાં જાગૃતિ પેદા કરીને આ દેશના મહાન્ મહાન્ વિદ્વાનોનું લક્ષ પોતાની તરફ આકર્ષિત કરી લીધુ છે જયારે તેઓની જય-પતાકા આ રીતે ફરકવા લાગી છે ત્યારથી તેઓની મદદમાં અન્ય કેટલીક સ્વયસેવક વ્યક્તિઓ ભળવા લાગી છે

આવી સ્થિતિમા આપણે જો ચુપકી પકડીશુ અને જેવો પ્રવાહ અર્વાચીનમા વહે છે તેવો વહેવા દઇશુ તો તમો યાદ રાખજો કે શિક્ષણ-પ્રચારની ઉન્નતિ આપણી સમ્મુખ અનુલ્લઘનીય મુશીબતો ઉપસ્થિત કરી મૂકશે યદિ આપણે આ સમયે ચુપકીદી-મૌન ગ્રહણ કરીશુ તો આપણો પ્યારો ભરતખડ અનિવાર્ય પ્રારમ્ભિક શિક્ષણના મહાન્ ઉંડા ખાડામા પડી જશે

અર્વાચીન વર્તમાન પત્રો થી આજે જગજાહેર થઇ ચૂક્યુ છે કે, યદ્યપિ તે અમેરિકા, જેનાથી આપણી ઉપર્યુક્ત સહયોગિની સસ્થાએ શિક્ષણ-પ્રચારકોના આક્રમણની સામે કમર કસીને ઉભા રહેવાની તૈયારીઓ કરેલી છે, પોતાના ભિન્ન ભિન્ન સ્વરૂપથી તે મહા જબરદસ્ત છે તેમજ તેની સફળતા થવી ત્યારેજ સભવે છે કે જ્યારે જન-સાધારણ સમાજના શાન્તિ-પ્રવર્તકો તેઓના સરક્ષક ખરા દિલથી બનવા જોઇએ આ તો સર્વ છેજ પરતુ સ્વયભૂ નેતાઓની કઠોર તેમજ ઘાતક ધોધા-ધસવી પોતાનો

પ્રભાવ પ્રગટ કરવાથી પણ નથી ડગતી અ હર્નિશ શિક્ષણ-પ્રચારકોએ સતત પ્રયાસથી બધિરના કાન પોતાનાં વ્યાખ્યાનોથી ઉઘાડા કરીને શિક્ષણ-પ્રચારના અનેક સહાયભૂતો બનાવી દીધેલા છે શિક્ષણના સબંધમાં ઘોંઘાટ મચાવનારાઓએ લૉર્ડ હાર્ડિંજ તથા લૉર્ડ ચેમ્સફર્ડસરીખા આદરણીય વોઇસરા યોને પણ વિવાદના કાદવમાં લાવી મૂકયા છે તેઓની કાર્યપ્રણાલી અહિં સુધી આવીનેજ અ ટકતી તો તે વાતની કંઇ વધુ ચિંતા કરવા જેવી નહોતી પરંતુ આજે તો સમાજના સંમુખ તે વાત સિદ્ધ થઇ ચૂકેલી છે કે તે મહાનુભાવોને પણ તેઓની વાત કબુલ કરવી પડેલી છે આ બનાવ એવો છે કે પ્રત્યેક બુદ્ધિશાળી વ્યક્તિને સોનેરી અક્ષરે પોતાના હૃદયમાં કોતરી રાખવા લાયક છે-તેઓનું કૃત્ય છે કારણકે તે વાત હજી કોઇ પણ રીતે હાનિકારક નથી પણ તે બાબતથી તો ભવિષ્યતમાં તો મહાન આપત્તિઓ ઉત્પન્ન થવાની આશંકાઓ છે યદિ સાભાગ્યવશ આપણી પ્રાંતિક સરકાર **પ્રાથમિક-શિક્ષણ—બીલ** વિરુદ્ધ વીરતા પૂર્વક આડે ન આવી હોત તો એ વાત બની બનાવી હતી કે હિંદુસ્તાનની સરકાર લૉર્ડ હાર્ડિંગના દબાણમાં પડીને સને ૧૯૧૨ માં સ્વર્ગીય મહાત્મા ગોખલેદ્વારા તે બીલની અમલબજાવણી પણ થઇ ગઇ હોત તેમજ વ્યવસ્થાપક સભા ઉપરોક્ત બીલને કાયદાનું સ્વરૂપ આપી દેત

પ્રિયમહાશયો ! આ બાબત બોલતા અવ શ્ય મને માર્મિક વેદના ભોગવવી પડે છે કે આપણા આ દાવનોની સામી બાજુમા અતિ ભયંકર અત્યંત ક્રૂર તેમજ મહા **વિરોધી મહાત્મા ગોખલે હતા** આ બાજુમા કેટલાક સમયથી તેઓનાથીજ આપણાં આ દોલનોને સમાજસંમુખ ઉઘાડે પડવુ પડયુ હતું હું મહાત્મા ગોખલેનો એવો ગ્રાહક છુ કે હિંદુસ્તાનની કોઇ પણ વ્યક્તિ મહાત્મા ગોખલેને માન દેતી હોય તેના કરતા કંઇક અંશે બરાબરીમાં ઉતરી શકું તેટલી મારી તે મહાત્માતરફ પૂજ્ય બુદ્ધિ છે પરંતુ મહાત્મા ગોખલેનાં શિક્ષણસંબંધી કાર્યો ના ઉલ્લેખનો પ્રયત્ન જો કદાપિ મે શર માતી ભાષામાં કર્યો તો હુ આ આપણી આ બૃહત્ સમાજનો વિશ્વાસઘાતક બની જઇશ એ બાબતમાં યત્કિંચિત્ પણ સંશય નથી કે સ્વર્ગીય મહાત્મા ગોખલે હિંદમાતાના સાચા સેવક હતા તેમજ એક મહાન પુરુષ હતા આ ઉપરથી એમ ન માની લેવુ કે મહા પુરુષોથી કોઇપણ વખત ભૂલ થવા પામતીજ નથી તેમજ તેઓનું સર્વ સાધારણ કાર્ય-ક્ષેત્ર હરનિશ નિર્દોષ હોવું જોઇએ હુ આ જગાએ એક વાત સ્પષ્ટ રીતે જણાવુછુ કે મહાત્મા ગોખલેના કાર્યો નો જે ઉલ્લેખ આ સોસાયટીની દૃષ્ટિથી કરવામાં આવે તે ઉપરથી કોઇપણ વ્યક્તિએ મારામાટે એમ ન માની લેવુ કે મહાત્મા ગોખલેના ઉપર મારી પૂજ્યબુદ્ધિ નથી અ ર્થાત્ હુ તેઓનો સાચો ભક્ત છુ મ્હારી સ્થિતિ બીલબ્લ ઇદ તેમ સ્પષ્ટ હોવાથી આ સો સાયટીતરફથી હું દાવો તથા હકથી કહુંછુ કે શિક્ષણ-પ્રચારમાં અડચણો ઉપસ્થિત થવા પામે તેવા કામની વિરુદ્ધ સ્વર્ગીય મહાત્મા

ગોખલેની બરાબરી કોઇપણ વ્યક્તિ હજુ સુધી તો નથી થઇ—અર્થાત્ "શિક્ષણ" માટે મહામતિ ગોખલેજેટલુ કાર્ય કોઇપણ વ્યક્તિએ ઉપાડેલ નથી જો કદાપિ મહાત્મા ગોખલેએ હિંદુસ્તાનની નિરક્ષરતા તોડી પાડવામાટે પોતાના હાથમા લાકડી ના લીધી હોત, તેમજ તેઓએ અનિવાર્ય પ્રારંભિક શિક્ષણના પ્રશ્નની બાબતમાં મહાત્મા ગોખલેએ માથુ ન માર્યું હોત અથવા ઉપરોક્ત બાબતોમા કઇ નહિ તો ફકત તેઓ જો કદાપિ તટસ્થ રહ્યા હોત તો તમો ભાઇઓની સોસાયટીનું કાર્ય આજ નિસંદેહ અતિ સુગમતાભરેલુ થઇ પડયું હોત, તેમજ આજ આપણી સોસાયટીના ઉદ્દેશને અમલમાં લાવવાની જે અડચણો ઉપસ્થિત મારુગ પડેછે તે અડચણોનું અસ્તિત્વ પણ હોત નહિ અર્વાચીન સ્થિતિનો વિચાર કરતાં આજ આ સોસાયટીના સન્મુખ એજ કારણના ઉપસ્થિત થયેલી માલુમ પડેછે કે જન-સમાજમાં 'શિક્ષણ-પ્રચાર' નું મહત્વ આજ સમજાઇ ચુકયુ છે અને તેના ફાયદા-લાભ ઉઠાવવા-લેવા જનસમાજ આજ એક પગે તલપાપડ બની ગયેલ છે જન-સમાજમાં આ રીતની જે ભાવના ઉદ્ભવી છે તે ભાવનાને દૂર કરાવવી તે શુ હાની સુની વાત છે? આ જમાનેજ આ સોસાયટીની આશા નિરાશામાં ફેરવાઇ જાયછે હું આ વાતનો વિચાર કરેછુ કે, સ્વર્ગીય મહાત્મા ગોખલે શિક્ષણ-પ્રચારના કાર્યમા પ્રધાન વ્યક્તિતરીકે હતા અને તેઓએ "હિન્દી-પ્રધાનની-વ્યવસ્થાપક-સભામાં અનિવાર્ય પ્રારંભિક શિક્ષણનો કાયદો પસાર કરવામાં ઘણી ખરી રીતે સફળતા મેળવી ચુકયા હતા પરંતુ આ સોસાયટીના સૌભાગ્યવશ પ્રધાનોનો સર્વ વડો નેતા મહાત્મા ગોખલેની વિરૂદ્ધ પડવામાં વીરતાપૂર્વક તેઓની સામે આવી ઉભો અને તેથીજ આપણી આ સોસાયટીની લાજ રહી ગઇ આપણી સમાજના ઉદ્દેશના રક્ષક તરીકે (ગોખલે પ્રાથમિક શિક્ષણ બીલની વિરૂદ્ધ વ્યક્તિ) કેવળ આ સોસાયટીનાજ ધન્યવાદને પાત્ર નહિ કિન્તુ મહાત્મા ગોખલેના શિક્ષણ-પ્રચારમાટેના 'પ્રાથમિક-શિક્ષણ-બીલ' નો પોતાના પાંડિત્યપૂર્ણ વિરોધ દર્શાવવામાટે અને એવી હાનિકર્તા અડચણોને સમૂળગી આ ભરતખંડમાંથી નાબુદ કરવામાટે આ સોસાયટીના મહાન પુરૂષોની વચમાં જે ઉચામાં ઉંચુ મહાન માનનીય પદ હોય તે મેળવવાલાયક મહાશય તેમાં યત્કિંચિત્ પણ સંદેહજેવુ નથી, અતએવ હું નમ્રતાપૂર્વક એવો ઠરાવ માંડુંછુ કે મહામતિ મહાત્મા ગોખલેના બીલથી, આ સોસાયટીના ઉદ્દેશની જતી આબરૂને બચાવી રાખનાર તે મહાન વ્યક્તિને આ સભાના સંરક્ષકતરીકે માનવામાં આવવી જોઇએ જેના પ્રતાપે આ સોસાયટી પોતાના ઉદ્દેશની સંરક્ષા કરવામા, તેમજ નાયકત્વમા અતિશય ફળદાયક નીવડે.' (આ સમયે વ્યાખ્યાન થોડીવારને માટે થોભાવી તે માનનીય પુરૂષ-પુંગવને આ સોસાયટીના સંરક્ષક તરીકે, ચુંટવાની દરખાસ્ત સોસાયટીના સભાપતિદ્વારાએ કરવામાં આવી અને તે સર્વાનુમતે તુર્ત સ્વીકારવામાં આવી. ત્યારબાદ

વ્યાખ્યાનકારે પોતાનું વ્યાખ્યાન આગળ ચલાવ્યું )

મહાશયો ! આ શતાબ્દીમાં અમારી સમાજનો કર્ણધારરૂપી આ નવીન અવતાર થવા પામ્યો છે અમારા સમાદત સંરક્ષકના દિમાગમાં કેવી ઉચ્ચ કોટીની યોગ્યતા રગેરગે ભરાયેલી છે તેમજ બારિકાઈથી વિચાર કરો કે તેનો કેવો સદુપયોગ થાયછે તેનો ઉપયોગ અમારી ભૂલી—ભટકી તેમજ નિરીહ જાતિમાં કરવામાં આવેછે કે તે સત્પથ ઉપર આવી જાય શું ? આ સોસાયટીમાં પધારેલા સભાસદોને માલુમ થાયછે કે તે મહાશયે કઇ યોગ્યતાથી આ સોસાયટીના પ્રતિપક્ષીની દલીલોનું ખણ્ડન કર્યું હતું ?—નહિજ તો હું મ્હારા અસ્પષ્ટ કમજોર શબ્દોમાં તે તર્કપ્રણાલીનું યથાતથ્ય દિગ્દર્શન આપ મહાશયોને કરાવુંછું જુઓ આપણે તે તર્ક—પ્રણાલીનું હર્ષપૂર્વક રસાસ્વાદન કરીએ તે પુરૂષપુંગવે સ્વર્ગીય મહાત્મા ગોખલેના નિઃશુલ્ક પ્રાથમિક શિક્ષણ પ્રચાર બીલનો પૂર્ણતયા વિરોધ કર્યો હતો અને તેઓની દલીલોનું ખણ્ડન કરવામાં પ્રવૃત્ત થઇ તેમજ તેઓને નિરૂત્તર બનાવી એક એક દલીલની કેવી ધૂળ ઉડાડી હતી !

આપણા વીરવર સંરક્ષકે મહાન ધીરજથી દઢતાપૂર્વક પોતાના પક્ષનું સમર્થન કરતા તેમજ તે હાનિકારક બીલના અન્યાય દોષોનું ઉદ્ઘાટન કરતા એવી ઘોષણા કરી હતી કે જો કદાપિ મહાત્મા ગોખલેનું બીલ કાયદાતરીકે પાસ થઇ જશે તો સત્યમાની લેજો કે ફક્ત લંગડા ભાઇઓ સર્વજણો સુશિક્ષિત બની અને ભરતખંડમાં એક સાધારણમાં સાધારણ કામ માટે મજુર મળવો કઠણ થઈ પડશે—એથી જરા આગળ વધીને કહું તો મજુર મળવો અસંભવિત છે જોતાં તો તર્ક બિલકુલ સાધારણ લાગે છે સત્ય પૂછાવો તો આ સાધારણ તર્કમાં તો પૃથ્વીનું બુદ્ધિ—કૌશલ્ય સમાયેલું છે જેને શોધી કાઢવાનું પ્રત્યેક વ્યક્તિનું કામ નથી અહીં મને કહેવામાં યત્કિંચિત લાજ કે શરમ નથી કે કેવળ એ તર્ક ઉપર મુગ્ધ બની જઇને, ઘણા વ્યાપક તથા માનનીય સદસ્યોએ વધુ મતના જોરથી ખરે તે અભાગી બીલને કાઢી નાખી દફન દીધું આ પ્રમાણે મહાત્મા ગોખલેના બીલનો પરાભવ થવાથી અમારી સોસાયટીએ એક એવું નવું બળ પ્રાપ્ત થવા પામ્યું કે આ સોસાયટીનું નાવ સફળતામાં આગળ વધે છે આ સિવાય આખા જગતમાં એ વાત પણ પ્રગટ થવા પામી ગઇ કે ભરતખંડ સાર્વભૌમિક સ્વાર્થનાં સાધનોથી કદાપિ પણ પાછો પાની કરી શકતો નથી અને ભવિષ્યતમાં પુનરૂજ્જીવિત થવાના લક્ષણ અર્વાચીનમાં વિદ્યમાન છે સ્વર્ગીય મહાત્મા ગોખલેની યોગ્યતા રાખનાર શત્રુ પણ કે શિક્ષાપ્રચારનો દઢ પક્ષપાતી હતો, છતા હમેશાંને માટે તે સમતાને દબાવી શક્યો નહિ ઉપરોક્ત શબ્દો એક વખત જોરથી વ્યાખ્યાનકારે સભામંડપમાં બોલી તો દીધા વળી તેઓ ગુજરાતી ભાષા બોલવામાં જરા કમજોર



# કવિ

લેખક—શ્રીયુત છોટાલાલ મણિશંકર હાથી—જામનગર

કુદરતી કવિઓ આકાશી સંગીત સંસારમાં નીચે ઉતારેછે અને જનસમુદાયને હંમેશાં તરૂણ અને રસિક બનાવી રાખેછે પુરૂષ અને સ્ત્રીઓમાંથી તારાના ઝુમખાઓમાંથી વનસ્પતિમાંથી સમુદ્રમાંથી ચિત્રામાંથી પહાડો અને ખીણોમાંથી અને ટુંકામાં કુદરતના દરેક દેખાવોમાંથી તેઓ પોતે નવું જોઇ શકેછે નવું જાણી શકેછે અને કુદરતના છાનામાં છાનાં રહસ્યો દુનિયાને બતાવી શકેછે રસિક કવિઓએ રસિક વાર્તાઓ અને રસિક નમુનાઓનું જ્ઞાન મેળવેલું હોયછે સુંદર વસ્તુઓ સુંદર વાર્તાલાપો અને સુંદર દશ્યો તેપર તેમને રૂચિ હોયછે ઘણા કવિઓ પોતે સુંદર અને પવિત્ર આત્મા હોતા નથી આત્માઉપર આકારનું અવલંબન છે વેદાન્તીઓપાસે વહાણું વાદળી કે ફુલની વેલનું વર્ણન કરવા બેસીએ તો તેમને રૂચિકર લાગશે નહિ પરંતુ એ વિષયપર બારીક વિચાર ચલાવીએ તો તે વેદાન્તવિષયથી ભિન્ન નથી એક વસ્તુના અનેક અર્થો શોધવામાં કવિઓના ાન અંતઃકરણો અચકાતાં નથી જે નિર્ઝરોમાંથી જ્ઞાનની નદી અને નદો તથા પ બીઓ વહેછે તે બધા સૌંદર્યથી ભરપૂર હોયછે આવા સૌંદર્યો કવિઓની નમેનસમ ભર્યાં પાયા હોયછે કવિ એ એક દષ્ટા ને ભરેલ મનુષ્ય છે અમુક વસ્તુમાંથી સામાન્ય મનુષ્ય જે કંઇ ગ્રહણ કરી શકેછે તેનાં કરતાં કવિ કંઇ નવું અને વિશેષ ગ્રહણ કરી શકેછે કુદરતને જેવી નજરથી જોવામાં આવેછે તેવી દેખાય છે પ્રેમીઓને કુદરત બહુ સુંદર લાગેછે મનુષ્ય પોતે અરધોજ છે બીજો અરધો તેની વર્ણનશક્તિ છે મનુષ્યમાં ઘણો ભાગ સમજી શકે તેવો છે પરંતુ તેઓને વર્ણનશક્તિ હોતી નથી તેથી તેઓને ફરજીઆત મુંગા રહેવું પડેછે મ્હારા વિદ્યાગુરૂ અને જામનગર સ્ટેટના કેળવણીખાતાના મુખ્ય વિદ્યાધિકારી ન ખંડુભાઇ કુંજી દેશાઇના શબ્દોમાં કહું તો અભ્યાસ કરીને તયાર થએલા કવિઓ એક સંચાની માફક કવિતા લખી કાઢે તેના કરતાં સમાધ જ્ઞાનવાળો અને જેના ઉપર કુદરતે મોટી કૃપા કરી હોય તેવો કુદરતી કવિ જે કંઇ લખે છે આનેખે છે વર્ણવે છે ૯

બહુ સુંદર, રસિક અને કુદરતના રહસ્યોથી ભરપૂર હોયછે આવા કવિના નાજુક પરંતુ આકાશજેવા વિશાળ અંતઃકરણપર કુદરતની છાપ આબેહુબ પડેલી હોયછે પોતે જે કંઇ જોયું છે પોતાને જે કંઇ વીત્યું છે પોતે સુગંધી બગીચાઓમાં ફરીને જે જે ચીજો ગ્રહણ કર્યો છે તે સર્વે બરાબર અને આબેહુબ વર્ણવી શકે એવો કારીગર તો એક જન્મેલો કવિજ છે કાવ્ય વંચાયું કે શરીરમાં રોમાંચ થઇ દરેક રજકણ નાચી રહેતું જોઇએ એવા કવિઓ પ્રતિભાવિનાના હોયછે સામાન્ય મનુષ્યને જે પરીઓની ભૂમિના સ્વપ્ના આવેછે તે ભૂમિ કવિઓએ કેમ જાણે નજરે જોઇ હોય નહિ! એક અંગ્રેજ કવિએ ચંદ્રિકાને પરીઓની ભૂમિનું કવિને સ્વપ્ન આવે તેવી રમણીય અને આલ્હાદકતરીકે ઉપમા આપીને વર્ણવી છે! કુદરતી કવિઓના સ્વપ્ના પણ ચેતનભરેલાં હોયછે તેઓ સ્વપ્નામાં કોઇ વેળા સમુદ્રના પ્રવાસે નીકળી પડેછે કોઇ વેળા સ્વપ્નામાં પૃથ્વીના ગોળાની પ્રદક્ષિણા કરેછે કોલંબસની પેઠે નવા ખંડો શોધવા નીકળી પડેછે મનુષ્યમાટે નવો ખોરાક શોધી કાઢવા મથ્યા કરેછે ઘડીમાં એક ખંડથી બીજા ખંડમાં મનને પવનવેગે દોડાવે છે કરોળીયાની પેઠે પોતાના અંતરમાંથી કાવ્યજાળ ગુંથી કાઢેછે વસ્તુરૂપી માટી ગોંધી કાઢેછે અને તેમાંથી વિચારોની ઇંટો ઘડીને ઘર બાંધવાનો પાયો નાખે છે એમને તો ધર્મશાળા ઝુંપડાં છાપરાવિનાના ઘરો અને ન્હાનાં ઉજ્જડ ગામડાંમાંથી પણ નવો રસ ચાખવા અને ચખાડવાનું ઘણું મળી આવેછે એમની કલ્પના શક્તિ પણ કંઇ બીજીજ હોયછે ઝાકળના એક બિંદુમાં આખું બ્રહ્માંડ પ્રતિબિંબિત કરેછે કમળનાં પાંદડાંની છાયા પણ નિરર્થક નથી પરંતુ તે છાયા પણ ઓસનાં પીગળતા ટીપાઓને તાપમાંથી બચાવી લેછે

ન ખોડીશ નહિ કમળની છાંય,
પ્રાણી તું કદાપિ રે
પીગળતા ઓસના બિંદુ
બચાવે તાપમાંથી રે

છોટાલાલ

સૂક્ષ્મમાં સૂક્ષ્મ વસ્તુથી માંડીને મોટામાં મોટી વસ્તુઓસુધી પ્રભુને તેઓ સંપૂર્ણ અવયવોસહિત જોઇ શકેછે અને મનુષ્યને પ્રભુપરત્વે વિશ્વાસ અને શ્રદ્ધા ઉત્પન્ન કરાવેછે પાંગરતી વેલ અને સેવાળના પડમાં પણ તે પ્રભુને સંપૂર્ણ રીતે જોઇ શકેછે કવિ ગુણક છે કવિતા ગુણ્ય છે અને એક થતાં દુનિયાં ગુણાકારનો કોઠો બની જાયછે આ વાત ન ભુલવી રહેલ છે સમજવી મુશ્કેલ છે કોઇએ અગાઉ નહિ કહેલું તેવા નવા ખબર આપનાર કવિ છે દરેક જમાનો નવા કવિની રાહ જુએ છે કવિ એ એક નવું વર્તમાન પત્ર છે વક્તા છે અને વસ્તુઓના નામ આપનારા છે સાદ્યંતનો અવતાર છે અને પોતાનો હક ભોગવતો સ્વતંત્ર રાજા છે—રાજાનો પણ રાજા છે સર્વોપરિ શહેનશાહ છે દરેક વસ્તુના કેન્દ્ર-સ્થાને કવિ ઉભી શકેછે બાઇબલ કહે છે કે દુનિયાની શરૂઆત પહેલાં પવન પોતે સંગીત હતો;

જો કે નિહાળો મન વસ્તુવિષે તણાય
મેળો મનોહર ન મેઘવિના જણાય—૬

બાંધેલ આંબલીપરે હિંચકાથી કોય
ચારે દિસે હિંચકતો ખુશકારી સોઇ
તે પેખવા પણ અનેક જણો જવાય
મેળો મનોહર ન મેઘવિના જણાય—૭

પાસે જતી નિરખી નાગમતી નદીને
વૃષ્ટિવિના જળ નિહાળી મલીનદીને
ક્યાંથી કહો મનની તરા પૂરી પડાય
મેળો મનોહર ન મેઘવિના જણાય—૮

રાજવિના નીકળતી નદીએ સવારી
તેથી ન ઠાઠ નિરખાય મણું ભારી
શુ ધ કોપિત થયો પણ તેથી દાય
મેળો મનોહર ન મેઘવિના જણાય—૯

ક્યાંયેક નમકીન કાકડીઓ પોલી
દાડિમ ખારેક મકાઇ ત્હાં મળેલી
ક્યાંક પિંજરવિષે ચડી હિંચકાય
મેળો મનોહર ન મેઘવિના જણાય—૧

શ્રી શ્યામ-પુત્ર કવિ કેશવની કહેલી
રેવાદિ શંકર સુતે રચી તે પ્રેમી
વૃષ્ટિ થતા પ્રભુપદે કવિતા ચડાય
મેળો મનોહર ન મેઘવિના જણાય—૧૧

ઇતિ શિવમ્

સં ૧૯૭૯ ની શ્રાવણ વદિ ૭ — લી
જામનગર — કવિ શાસ્ત્રી કેશવલાલ રેવાશંકર



# પુરાણ ધર્મપ્રબધ

લેખક—શ્રીયુત શાસ્ત્રી કેશવલાલ રેવાશંકર—જામનગર

( અનુસધાન પૃ ૨૫૦ થી )

જેમ શીતોષ્ણ હવાના મળવાથી પાણી બનેલ છે તેમ પ્રકાશ આકાશની હવાના સયોગથી પૃથ્વી બની છે ને તે મહાભૂતોનાં વધઘટપણાની પચીકરણની રીતિથી અનેક જીવો થયા છે તે સમસ્ત પ્રકૃતિ પુરૂષ ને દેશકાલરૂપ તથા તેઓથી ભિન્ન એવા સૂર્ય ચદ્ર વગેરે ગ્રહોના નિયમોને તજવા તલભાર પણ સમર્થ નથી જેમ ગ્રહોના નિયમોને જમીન પાણી ને જીવો અનુસરેછે તેમ સસાર છે ત્યાસુધી તેઓના જ્ઞાનકર્મોને ગ્રહો પણ અનુસરેછે ને એક શબ્દમા કહીએ તો સઘળુ પરબ્રહ્મ (પરમેશ્વર) ને વશ છે જે જાહેરમા વિશેષ હોયછે તે છુપા નિયમોનાં હલકા હોયછે અને છુપો વિશેષ છે તે જાહેરમા ઓછો હોયછે જે એવડા નિયમો પાળેછે તે મધ્ય માનને પાત્ર બનેછે તેથી તેનુ સુખદુખ પણ મધ્ય કોટિનુ રહેછે જે રીતે ચાલતા જીવોમા જાડી નજરથી આપણે સુખદુખને જાણી શકીએ છીએ તે રીતે નહિ ચાલતા જાડ વગેરેમા તે વિશેષ કહીએ તો જમીન, પાણી ને ગ્રહો વગેરમાં પણ સુખદુખોનો જુદો પ્રકાર ન હોવાથી મહાત્માઓએ સૂર્ય-ચદ્રનામ હણુમા દુખ થતુ માનેલ છે જે અર્થને જાણવામા સમર્થ છે તે શબ્દની સમજણમા ઓછો હોયછે અને જે શાબ્દિક હોયછે તે આર્થિક હોતો નથી જે વીર્યસત્તા વિશેષ ધારેછે તે શારીરસત્તા કમતી ધારેછે અને જે શરીરના બળને વધારે ધારેછે તે વીર્યની વિશેષતાને ધારતો નથી આવી રચના સ્ત્રીઓમા છે એટલુજ નહિ પણ સઘળા પ્રાણિઓમા હોવાથી સર્વને સુખ દુખ અને માનાપમાન થયા કરેછે

શાસ્ત્રોને કરનારા કહેછે કે જેને મન, વાણી અને શરીર વગેરે નથી પહોચતા તેનુ કારણ પૃથ્વી વગેરે પાચ દેવોમા દેખાયછે પાચ ભૂતોને જાડા ન કહેવાય તેમ ઝીણા ન કહેવાય તે છતા વિષયના સબધને લીધે સ્થૂલ ને સૂક્ષ્મ છે એમ પણ કહેવાય આ પ્રમાણે જીવને ઇશ્વરના સબધમાં સમજી લે_ કેટલાક કાર્યો કારણના જેવા હોયછે ને કેટલાક જુદી ભાત (ફેશન) ના હોયછે, તેનુ કારણ પણ અનેક આશ્ચર્યોને ઉત્પન્ન કરનારી

વસ્તુશક્તિને લીધેજ છે જેવી રીતે બગલ બ્રહ્મને પહોંચાડનારો બ્રહ્મચર્ય રૂપ ધર્મ છે તેવોજ ભિન્નરૂપે ચન્દ્રબ્રહ્મને પમાડનારો દાનધર્મ છે આથી ધર્મ ધર્મિનો વાસ્તવ અવિનાશ અને કલ્પિતપણે નાશ માની શકાય, જ્યારે વસ્તુજ વચનીય અને અવચનીય હોય ત્યારે તેના ધર્મો પણ એવા હોય તેમાં આશ્ચર્ય નહિ આથીજ રામાનુજ મતવાળાઓએ કલ્યાણ ગુણવાળા પરમેશ્વર માનેલા છે તેમાં અકલ્યાણ ગુણો ક્યાંથી આવ્યા? એ સવાલ થતાં વધઘટપણારૂપ અનેક શક્તિવાળા ગુણ છે તેથી ઓછું કલ્યાણ અને એ વધતાં કલ્યાણરૂપ બનેછે આમ સમાધાન થાયછે

જ્યારે પુણ્ય પાપ તથા ચોર-સાહુકારનો અંત નથી તેનો બદલો રાત્રિ-દિવસની પેઠે આગળપાછળ બનેછે એમ પુણ્યપણે સમજી અને સદાચરણજ સેવવું જેમ શબ્દ પોત જડ વગેરે ગુણવાળા ચંદ્રમાં પ્રકાશ ગુણ સૂર્યમાંથી આવેલ છે તેમ તેજ ન્હોર (નકોર) ઉષ્ણતા વગેરે ગુણવાળા સૂર્યમાં ગતિ (ક્રમ) રૂપ ગુણ ચંદ્રમાંથી મળેલો છે આ ગુણો સાકાર નિરાકાર વસ્તુ ખેંચે લેછે ત્યારે પ્રલય થાયછે સૂર્ય દેવમાં મગ્નપણાનું અભિમાન હોવાથી સૂર્ય શાંત ને અશાંત પણ કહેવાય છે તે રીતે ચંદ્ર મિલિતપણાના અભિમાની હોવાથી તાપવાન્ અને નહિ તાપવાન્ કહેવાય છે આ રીતે શિવ ને વિષ્ણુ પણ સુખ તથા દુઃખ બંનેને દેનાર મનાય છે

બે રૂપવાળા અથવા નિર્ગુણ બ્રહ્મદેવે જેઓને જ્ઞાનમાં વિશેષ કર્યાછે તેઓને કર્મમાં ઓછા બનાવ્યા છે અને જેઓને કર્મોમાં વિશેષ કર્યા છે તેઓને જ્ઞાનોમાં હલકા રાખ્યા છે આથી સર્વને વધવા સુખદુઃખો થયા કરેછે ઘણું કરી જે શબ્દથી દુઃખ દેનાર તે કર્મથી સુખ દેનાર ને જે કર્મથી દુઃખ દે છે તે શબ્દથી સુખ દે છે સર્વથા સુખ દેનાર કે દુઃખ દેનાર કોઈ હોતું નથી માટે સુખદુઃખ મિશ્ર પણ મનાયછે જો દષ્ટ સર્વ રૂપથી અનિત્ય છે એમ માનો તો દષ્ટ પેદાશ અને દષ્ટ નાશરૂપ સર્વ માનવું પડે અને જો અદષ્ટ (ગુપ્ત) અક્ષરરૂપે થએલ છે એમ માનો તો અદષ્ટ પેદાશ ને નાશરૂપ સઘળું માનવું પડે માટે પોત પોતાના રૂપમાં બને પૂર્ણ ને બીજાની અપેક્ષાએ અપૂર્ણ છે આ વાત સર્વના અનુભવમાં બેસતી છે ને આ હેતુથીજ વ્યાડિ અને અમરાદિ કોષકારોએ મહાભૂતોને અનંત કહેલ છે જે રીતે મીઠા પાણીવાળી નદીઓ ખારા પાણીના મોટા સમુહવાળા સમુદ્રમાં મળેછે તે રીતે ખારી જમીન મોટા જથ્થવાળી મીઠી જમીનસાથે મળેલ છે જેમાં અધિક છે તે ઇશ્વર અને જેમાં ઓછાપણું છે જીવ આ હેતુથી જીવ ઇશ્વરને ભજેછે બંનેને જુદા ગુણવાળા માનીએ તો પોતાને અધમ ખારો છે એમ માનવું

જેમ જંગમ જીવો સ્થાવરને તથા આકાશ જીવોને ખાનાર છે તેમ સ્થાવર જંગમને ખાનાર ન ને જણાય છે પણ સ્થાવર જીવોની મારવા-જીવાડવાની જુદી (છાની) રીતિ છે

એમ જાણુવુ જેવી રીતે અનેક જાતના વિષ છે તેવી રીતે અનેક જાતના અમૃતો જણાય છે જે મૂળ શબ્દની શક્તિ છે તેને વાણીરૂપ પદાર્થ મનતા વિશેષ દીપાવે છે, તેમજ જે રૂપની મૂળ મોહિની (મોહકતા) છે તેને શબ્દ વધારે ખીલાવે છે તે છતાં મિશ્રિતપણાની વિશેષતા સત્ય નથી કહેવાતી, એમજ ઍ તેનો ભેદ મૂળથી વિશેષ થતાં સત્ય નથી કહેવાતો ને એકની જુદી મહત્તાને સત્યતા મનાયછે

પરમાત્મા શ્રીકૃષ્ણ પણ દયાવાજ ભાવથી ગીતામાં ખોટાની પેદાશ નથી ને સાચાનો નાશ નથી આ બે ખોટા સાચાનો નિશ્ચય તત્વદર્શી દેહધારીઓએ જોએલો છે એમ જણાવ્યુ છે જે પ્રમાણે રાત્રિના સમયમા દિનમાન દૂર દેશમાં રહેછે ને દિવસના વખતમા રાત્રિમાન દૂર ખસે છે તે પ્રમાણે દાનની મુખ્યતામા બ્રહ્મચર્ય ગૌણ ગણાય છે અને બ્રહ્મચર્યની વિશેષતામા દાનની મહત્તા મનાતી નથી શાસ્ત્રમાં કહેલાં પ્રાયશ્ચિત્તોમા આ બે પ્રાયશ્ચિત્તો પણ મુખ્ય મનાય છે દૃષ્ટ, અદૃષ્ટ અનેક હોવાથી પુણ્ય, પાપો અનેક, તેઓના ફળો પણ અનેક છે આવા કારણોથીજ આપણે બ્રાહ્મણ તથા કસાઇને સુખી થતા તથા દુખી થતા પણ દેખીએ છીએ કોઇ પ્રદેશોના ભેદથી દુખો થાયછે તો કોઇ વખતોની જુદાઇઓથી સુખી થાયછે આથી પ્રવૃત્તિ-નિવૃત્તિ ધર્મો ધમધોકાર ચાલ્યા કરેછે બ નેનું અનંતપણુ હોવાથી વેદોમા ને પુરાણોમાં સ્થૂળમાંથી સૂક્ષ્મ ને સૂક્ષ્મથી સ્થૂલ થયેલ છે, આમ બતાવેલ છે જેમ મહાસાગર અદ્વિતીય કહેવાય છે, તેમ નિરાકાર અદ્વિતીય છે ને જેમ મહા પર્વત એક ગણાયછે તેમ સાકાર અદ્વિતીય છે જેવો શબ્દોનો ઠાઠ છે એવોજ અર્થોનો પણ ઠાઠ રહ્યો છે તેથી પ્રલયસુધી સ્પર્ધાનો અંત આવતો નથી આ પણ વસ્તુધર્મ છે

(અપૂર્ણ)

## જાણુવાજોગ

ઇનફ્લ્યુએન્ઝા નામનું દરદ જો કે ઘણી રીતે આપણા દેશમાં ચાલુ રહેતા સળેખમના દર ને મળતું આવેછે પણ ખરી રીતે તે સળેખમકરતાં ઘણુ ભયંકર છે સળેખમ જ્યારે ઉડતું દરદ નથી ત્યારે ઇન્ફ્લ્યુએન્ઝા એક ઉડતું દર છે અને મળેખમનું દરદ ઘણે ભાગે બે-ચાર કે પાંચ-સાત દિવસમાંજ શાંત થઇ જાયછે ત્યારે ઇન્ફ્લ્યુએન્ઝા તેથી વિશેષ દિવસો ચાલુ રહેછે અને તેનાથી શરીરમાં થયેલી નબળાઇ મહિનાઓસુધી પણ ચાલુ રહેછે અને સળેખમના પરિણામનરીકે મરણ થતું નથી પણ ઇન્ફ્લ્યુએન્ઝાના પરિણામમા ઘણા મરણો થતા જોવામા આવેછે ઇન્ફ્લ્યુએન્ઝા ઘણે ભાગે આ દેશની ઉત્પત્તિ નથી પણ તે ઇગ્લંડતરફથી ઘસડાઇ આવતુ દરદ છે

ણવામાં આવેલાં છે. જેવાં કે—આદિકવિ વાલ્મીકિ, મહર્ષિ ભગવાન્ વેદવ્યાસ ભારવિ કવિ, માઘ કવિ શ્રીહર્ષ કવિ કાલિદાસ કવિ અશ્વઘોષ કવિ, ગુણાઢ્ય કવિ ગોવિંદરાજ કવિ, જગન્નાથ કવિ, જયદેવ કવિ, દંડી કવિ, જ્યોતિરીશ કવિ દામુ કવિ, ધનદ કવિ નરહરિ કવિ નવસેન કવિ બાણ કવિ વિલ્હણ કવિ ભટ્ટારહરિચંદ્ર કવિ ભવભૂતિ કવિ ભાસ કવિ મયુર કવિ, માતંગ દિવાકર કવિ મુરારિ કવિ રત્નખેટ દીક્ષિત કવિ રાજશેખર કવિ શાકંત મહત્ત કવિ સાતવાહન કવિ, સુદર્શન કવિ સુબંધુ કવિ ભામહ કવિ મહિમભટ્ટ કવિ વિશ્વનાથ કવિરાજ મમ્મટ કવિ

ઉપરના કવિઓએ રચેલાં શ્રવ્ય કાવ્યોમાં કેટલાએક પ્રાચીન વખતથી હજુસુધી પંચ કાવ્ય કે જેઓ રઘુવંશ કિરાત માઘ નૈષધ અને મેઘદૂત ખંડકાવ્ય એ નામથી પ્રસિદ્ધ છે તેઓનો પઠનપાઠનદ્વારા અભ્યાસ વિદ્યાર્થીવર્ગમાં વિશેષ ભાગે ચાલુ છે તેમજ દૃશ્યકાવ્યોમાં અભિજ્ઞાન શાકુંતલ વિક્રમોર્વશી વેણીસંહાર અને ઉત્તરરામચરિત્ર વગેરે નાટક ગ્રંથો વિશેષ પ્રચલિત છે

સંસ્કૃત વિદ્યાઓ વેદ વ્યાકરણ ન્યાય ત જ્યોતિષ આયુર્વેદ કાવ્યસાહિત્ય અને તેવી બીજી અનેક પ્રકારની છે તેઓમાં કેટલીએક વિદ્યાઓ પ્રથમ ઐહલૌકિક કાર્યોમાં ઉપયોગી થઇ પરંપરાથી પારલૌકિક શ્રેય સાધનમાં ઉપયોગી થાયછે અને કેટલીએક વેદાંતાદિ વિદ્યાઓ સાક્ષાત્ પદ્ધતિથી પારલૌકિક શ્રેય સાધનમાં ઉપયોગી થાયછે સંસ્કૃત વ્યાકરણશાસ્ત્ર સંસ્કૃત ભાષાની શબ્દશુદ્ધિમાટે ઉપયોગી છે ન્યાયશાસ્ત્ર પ્રત્યક્ષ પ્રમાણ અનુમાનપ્રમાણ ઉપમાનપ્રમાણ અને શબ્દપ્રમાણ એઓનાં સવિસ્તર લક્ષણોદ્વારા જ્ઞાનના યથાર્થપણાનો તથા અયથાર્થપણાનો નિર્ણય કરવામાટે ઘણાં સચોટ શંકાસમાધાન કરેછે જેમ સર્વ સંસ્કૃત ભાષા તેના વ્યાકરણસંબંધી નિયમોથી પ્રાપ્ત હોયછે તેમ ન્યાયશાસ્ત્રનો પ્રમાણવાદ પ્રત્યેક શાસ્ત્રોમાં લેવા ન ધારેલ હોય તોપણ તે તે પ્રસંગોને લઇને સ્વીકારવોજ પડેછે એવો ઉપયોગી છે આયુર્વેદનું સાધ્ય તો આપણે પ્રત્યક્ષ રીતિથીજ જાણી શકવા છીએ સર્વ પુરુષાર્થોના મૂળભૂત જીવન અને તેના આધારભૂત શરીરના સંરક્ષણ માટે નિરુપમ ઉપયોગી છે કાવ્ય સાહિત્ય મનુષ્યોએ આ સંસારમાં પોતાના જીવનને સુખી રાખવા માટે કેવા પ્રકારથી અંતરંગ તથા બહિરંગ વ્યવહાર કરવો એ વિષયને ઘણી ગમ્મતસાથે સમજાવેછે જેમ બીજા કેટલાએક શબ્દ પ્રમાણરૂપ શાસ્ત્રોના ઉપદેશોમાં કેવળ શ્રદ્ધાથી પ્રવૃત્તિ કરવી પડેછે તેમ કાવ્યોના ઉપદેશોના સંબંધમાં કરવું પડતું નથી. પણ તેના સંબંધમાં તો શંકા સમાધાન વગરજ તેઓના ઉપદેશ રોચકપણાથી કેટલાએક દૃષ્ટાંતો ઉપરથી કેટલાએક લૌકિક તથા શાસ્ત્રીય વ્યવહારોના અનુવાદ ઉપરથી અને કેટલાંએક પ્રથમથી નહિ પણ સાંભળ્યા પછીજ ધ્યાનમાં આવી અનુભવમાં આવનારા ઉપમા અલંકારોના વર્ણનો ઉપરથી તામ એ ચક્ષુકે વાદવિવાદ વગરજ લોકોના અંતઃકરણોમાં ઘણી સરલતાથી મધુરતાથી સ્થાનને મેળવેછે

( અપૂર્ણ )

# ચુંટાયેલી કળી

લેખક—શ્રીયુત પ્રભાશંકર મગળજી દ્વિવેદી

અનુસંધાન પૃષ્ઠ ૭૨ થી

મંગળમય તરફ જોઇ કલ્પનાના સૂત્રે વૈરાગિકો જેમ તેમાના જીવોસાથે વાતચિત કરવાની ઇચ્છા કરે છે તેમ આ પણ તે બાજુ ભાવથી તે અટાલિકાતરફ આંખો રાખી તેની અંદર રહેતા અજાણ્યા પ્રાણીનો પરિચય પામવાને ઉત્સુક થઇ કોઇ નીએ કલ્પના કરતી હતી

દરરોજની માફક તે વરસ ઋતુવાળી રાત્રિને દિવસે પણ નીરજા નદીતીરે ફરતી હતી વરસાદ આવતો હતો પરંતુ, નીરજા તો વનબાળા હતી, વૃષ્ટિનો તેને ભય નહોતો જ્યારે અંધારૂ થવા લાગ્યુ વીજળી ચમકવા લાગી, ત્યારે તેનુ હૃદય આનંદથી ભરાઇ ગયુ નીરજાનો સ્વભાવ એવા ઉપાયનથી ઘડાયનો હતો કે મેઘની ગર્જનાથી તેનુ હૃદય નાચી ઉઠતુ વિજળી ચમકતા તે તેને પકડી લેવાની આશાથી દોડતી વરસાદના વખતમા તે ઘણી વખતે પોતાનો સુનમિત દેહ અને નિબિડ કેશપાશ ભીંજાવી સંન્યાસીના તિરસ્કારને પાત્ર બની

તે દિવસ તે એવી દ્રષ્ટિની રૂપગભીર શોભામાં આત્મવિસ્મૃત થઇ ભૂલી ગઇ કે આ પરિચિત અરણ્ય નથી આતો અપરિચિતછે કે પોતે ભાન ભૂલી છે બાલિકા આવા વખતે મંદિરના દીવાનો પ્રકાશ લક્ષ્યમા રાખી અભ્યાસ મુજબ ગાયન ગાતી ગાતી દિવાલસામે આવી ઉભી રહી ભૂતકાળની સ્મૃતિમા તેનુ હૃદય દુખતુ હતુ વર્તમાનકાળ તેના હૃદયમાંથી નીકળી ગયો હતો તેનાજ ગાયનથી તે દિવસે કનક અને સુશીલા મુગ્ધ બની ગયા હતા

આ તરફ સંન્યાસી ઘેર આવ્યો અને ઘરમા નીરજાને ન જોતા નદીતીરે નીરજાને ખોળવા લાગ્યો ગાયનના અવાજપરથી તે પણ દિવાલપાસે આવ્યો તેજ સમયે વિદ્યુતના પ્રકાશેથી બારીમાં સુશીલાની સાથે મેળાપ થયો એકવાર જોઇ તેની બીજે દિવસે પણ તેને જવાની પ્રબળ ઇચ્છા થઇ, પરંતુ આટલા દિવસ પછી કયા મ્હાને તે પોતાની પત્નીને મોઢુ બતાવે? તેજ દિવસથી તેના હૃદયમાં એક બીક ઇચ્છાનો સચાર

થયો નીરજાને પ્રમોદની સાથે પરણાવી સુશીલાનો પિતૃવંશ અને પોતાનો વંશ એક કરવાની તેને અત્યંત ઇચ્છા થઇ પરંતુ તેણે જોયું કે આ ઇચ્છા પણ પૂર્ણ થશે નહિ, યામિનીનાથે નીરજાનો બચાવ કર્યો છે યામિનીને વચન અપાઇ ગયું છે હવે તો બીજી કોઇ ઇચ્છા કરવાથી અન્યાય થાય તેમ છે બીજેજ દિવસે દયાનંદ કમાને લઇ કાનપુર ચાલ્યો ગયો ત્યાં ગયા પછી પણ તેને જણાયું કે અહિ રહી સુશીલાને જોવાની ઇચ્છા દબાવવી એ દુસાધ્ય છે થોડા દિવસ પછી જ્યારે યમિનીએ કાનપુર જઇ નીરજાનો વિવાહ પ્રમોદ સાથે કરવાનો પ્રસ્તાવ કર્યો ત્યારે દયાનંદે, મહાઆનંદથી તે પ્રસ્તાવ સ્વી કાર્યો અને બધી લજ્જા તથા સંકોચ છોડી આ બહાને સુશીલાસાથે મેળાપ કરવા તૈયાર થયો તેણે કાનપુર છોડ્યું અલાહાબાદમાં સુશીલાના ઘરમાં જે બનાવ બન્યો તે તેણે પ્રથમથી જાણ્યો હોત તો તે કદાચ આવત નહિ

---

## પડવિંશ પરિચ્છેદ

### ઝાડથી છૂટી પડેલી વેલ

સુશીલાના મૃત્યુથી કનકને ઘણોજ આ ઘાત લાગ્યો તેને પોતે આ વિકટ સંસારસમુદ્રમાં એકાકિની છે એમ લાગવા લાગ્યું બાળપણમાંજ માતા મરી જવાથી તે સુશીલાને મા સમજતી હતી તેમ સુશીલા પણ કનકપર માતા જેવોજ સ્નેહ રાખતી હતી એનેકે વિચાર્યું હવે તેનું કોઇ નથી આજથી તેનાપર કોઇ એટલો સ્નેહ રાખશે નહિ અપરાધ થતા તેનો સ્વભાવ સુધારવાને સજા કરતી પણ છેવટે તેને કંઇ લાગી આવતું કનકપર ગમે તે લો ક્રોધ હોય ગમે તેટલી તેનાથી કસૂર થઇ ગઇ હોય પણ છેવટે કનકને ખોળે તાણી લેતી હતી નાનપણથીજ કનક બધાપર સ્નેહ રાખતી હતી પરંતુ તે સ્નેહનો બદલો સુશીલાસિવાય બીજા કોઇપણ માણસે આપ્યો નહોતો પિતાનું તો તેને ધારૂં સ્મરણ હતું નહિ પરંતુ જેટલું સ્મરણ હતું તેટલાથી તેને જણાયું હતું કે મારાકરતાં મારા પિતા પ્રમોદનેજ વધારે ચાહે છે પ્રમોદને માટે તે પિતા માતા પાસે કેટલીએ વખત ઠપકો પામી છે પરંતુ ત્યારે પણ તે માટે તેને આવું મર્માંતિક દુખ થતું નહિ કનક પ્રમોદને એટલો બધો ચાહતી હતી કે તેનું અપમાન ભાઇના અપમાનમાં ડૂબી જતું ઉલટું તેને સુખ થતું કનક પ્રમોદની પાસે ઉપેક્ષા પામી તેના દુખની સીમા રહેતી નહિ સુશીલાના નેહથી પ્રમોદના પ્રેમનો અભાવ પણ તે ભૂલી ગઇ હતી સુશીલાના નેહેજ તેને બચાવી હતી આજ કનકે તે સ્નેહમયી માતાને ગુમાવી આજ તેનું સર્વસ્વ હરાઇ ગયું હવે તેની શી દશા થશે? આવિ[illegible] ન તે મૃત્યુશય્યાપરજ મૂર્છિત થઇ પડી

*  *  *  *

સંધ્યાકાળ વીતી ગયો છે સુશીલા સ્વ[illegible] માતીરે ચિતાશય્યામાં સુતી છે મૃત્યુશય્યા

આજ તેને સધવા વેષ સજાયલો છે શરીરે લાલવસ્ત્ર, મસ્તકે સિંદૂર ગળામાં ફૂલની માળા હાથમાં લાખ ચુડી અને બન્ને ચરણો અળતાથી રંગેલ છે, ચારેતરફ દાસ-દાસીઓ રોયા કરે છે, બ્રાહ્મણ અને પાડોશીઓ હરિનામનું કીર્તન કરે છે સ્વામિ દયાનંદ શોકસ્તબ્ધ મૂર્તિથી સંમુખે ઉભો ઉભો પત્નીની મૃત્યુપ્રશાંત રમણીય મૂર્તિનું નિરીક્ષણ કરે છે નિરીક્ષણ કરતાં કરતાં પોતાના અપરાધ માટે મનમાં મનમાં ક્ષમાની ભિક્ષા માગે છે

એક બ્રાહ્મણ પુરોહિતે એક પ્રજ્વલિત કાષ્ઠખંડ લાવી મન્ત્રોચ્ચારણપૂર્વક તેના હાથમાં આપ્યું તેણે પ્રથમની માફક સ્તબ્ધ ગંભીર ભાવે તે ગ્રહણ કરી મન્ત્રોચ્ચારણપૂર્વક મૃતપત્નીના મુખને સળગાવ્યું અચેતન ઓષ્ઠાધર પણ જાણે એકાએક ચેતન હાસ્યથી કંપવા લાગ્યા અંતિમ શય્યા જાણે ફુલશય્યાની સ્મૃતિ સ્થાઈ ગઈ દયાનંદ પત્નીના શાન્ત પ્રફુલ્લ મુખથી પરિપૂર્ણ ક્ષમાનો અનુભવ કરવા લાગ્યો.

મુખાગ્નિ પછી ઘૃતસંયોગથી ચિતાકાષ્ઠ જ્યારે ધૂ ધૂ કરી સળગી ઉઠ્યાં, સળગતી આગે જ્યારે સુશીલાને પોતાના ઉદરમાં છુપાવી દીધી ત્યારે દયાનંદના વિદીર્ણ હૃદયમાંથી એકવાર ધ્વનિત થયું —ૐ શાંતિ શાન્તિ શાંતિ હરિ ૐ—ત્યારપછી નભોમંડલ સ્ખલિત નક્ષત્રની માફક દ્રુતપદે તે ચાલ્યો ગયો. એકવાર પાછું વાળી જોયું પણ નહિ

કનક શબ ઉપાડનારાની સાથે આવી અશ્રુહીન શુષ્કરૂપ પ્રસ્તર મૂર્તિની માફક ચિતાની પાસેજ ઉભી હતી, અગ્નિસંયોગપૂર્વે તે આંખો ફાડીને તેની માતાના પ્રશાન્ત મુખને જોતી હતી જ્યારે સર્વગ્રાસી અગ્નિએ તેનો ગ્રાસ કરવાનું આરંભ કર્યું ત્યારે તે દૃશ્ય કનક જોઈ શકી નહિ આજસુધી તેના આંસુ પણ જાણે કષ્ટથી સ્તંભિત થઈ ગયાં હતાં તે એકાએક ઉન્મત્તની માફક ચિત્કાર કરી રોતી રોતી ત્યાંથી ચાલી ગઈ એક દાસીએ કનકને ગૃહતરફ જતી જોઈ તેની પાસે આવી કહ્યું આ લૂગડાં પહેરી ઘેર જવાય નહિ ચાલો ગંગામાં નાહી આવીએ, પછી ઘેર જઈએ દાસીની વાતથી કનક બોલ્યાચાલ્યા વિના તેની સાથે નદીતીરે ગઈ

રાત્રિ શાંત ગંભીર અને અંધકારમયી હતી, તે અંધકારાચ્છન્ન રાત્રિએ ગંગાના ઉંડા જળ પાસે બે સ્ત્રીઓ આવી અંધકારમાં બીજું કંઈ દેખાતું નહોતું ફક્ત ઉંચે આકાશ અને નીચે પાણી દેખાતું હતું ચરણપાસેજ પાણીનો પ્રવાહ ખળખળ કરતો ઉદાસ ગીત ગાતોગાતો કલ્લોલ કરતો ચાલ્યો જતો હતો અને ઉપર તારાઓથી ભરાઈ રહેલું આકાશ દિગંતને સીમાબદ્ધ કરીને અસીમ રૂપે પ્રસરી રહ્યું છે નદીના ગર્ભમાં પ્રવાહઉપર જ્યાં ત્યાં આકાશ દેખાયા કરે છે, આકાશની તેજ સિવાય ગંગામાં દૂર એક નૌકા ઉભેલી જણાય છે તેપરનો દીવો આંખમિચામણાં કર્યાં કરે છે કનક તે દીવાના પ્રકાશતરફ જોતી જોતી પાણીમાં ઉતરી, જોતજોતામાં તે

પ્રમાદ તેની દષ્ટિથી ગુમ થઇ ગયો તે અધકારમય પાણીમાં તે એક દીવો હતો તેપણ હોલાઇ ગયો કનકના સઘાસમુ મા પણ સુશીલારૂપી એક દીવો હતો તેપણ હોલાઇ ગયો છે કનક હવે કોના સ્નેહથી બચશે? કનક આ બાતનાથી મનમા મનમા ઇશ્વરનું સ્મરણ કરવા લાગી સ્મરણ કરતી કરતી વ્યાકુળતાથી ઉચુ જોવા લાગી તેણે જોયુ કે તે અનત આકાશ કેવુ મૌન છે કેવુ ગભીર છે કેવુ શોભામય છે તેના મનમા જણાવા લાગ્યુ કે તેના દુખથી આકાશમાના તારાઓ હાસ્ય કરે છે એકાએક તે અનત તારાઓમાંથી એક તારો ખર્યો કનકને મનમા થયુ કે આ અનત તારાઓમાથી આ એક તારો ખર્યો તેમા આ બધાઓને શુ લાગે વળગે? એક ઓછો થયો છે એમ તેઓ માનો કોઇ જાણી શકશે? અહિ—આ પૃથ્વી પર હું કોણ? હું એક આડાથી પણ અધમ છુ હું ખરી જતાં કોને શોક થાય તેમ છે? મારામાટે એક બિંદુ અશ્રુ પાડનાર કોઇ નથી વળી કનક વિચારતી વિચારતી એક પછી એક પગથિયાં ઉતરવા લાગી ધીમેધીમે પગથીઆ પૂરા થવા આવ્યાં તેનુ કનકને ભાન શુ નહિ ઉદ્વેગના પગથીઆપર ઉતરી જેવી તે તેની નીચે પગ મૂકવા જાયછે તેવીજ તે આ અગાધ જળમાં ડુબી જોતજોતામા તે ગગાનાં કાળાં થરી મા કોણ જાણે કયા જતી રહી એક પરપોટો સિવાય કનકનો અસ્તિત્વનું કઇજ ચિહ્ન રહ્યુ નહિ એપણ ક્ષણવારમાં જળમાં વિલીન થઇ ગયા દારિ ચિતા કરતી કરતી ગગાનાં પગનીમાં આવવા લાગી

## સપ્તવિંશ પરિચ્છેદ.

### અકુર-વિન્યાસ

પ્રાતઃકાળના મદમદ પવનથી કમ્પતું કમ્પતુ એક સુદર્શ વહાણ ગગાની છાતીપર નાચતુ નાચતુ ચાલ્યુ જતુ હતુ વહાણપર બે ઓરડા હતા એક ઓરડામાં ઉંચા ખાટલાપર એક પીડિત રમણી સુતી છે પાસે બે પુરુષો બે ખુરશીપર બેઠા હતા અને પાસે એક દાસી બેઠી હતી આ પુરુષોમાંના એક યુવાન પુરૂષે પ્રૌઢ પુરુષને પૂછયુ આ કેમ જણાય છે? આશા લાગે છે? ઉત્તર મળ્યો કે 'ગયા બે દિવસકરતા આજ સારૂં છે તોપણ હજુ બે ચાર દિવસપહેલા બરાબર કહી શકાય નહિ'

દિવસો જવા લાગ્યા યુવક હમેશાં રમણીની પાસે રહેતો હતો આવશ્યકતા ન હોય તોપણ વારવાર તેની નાડી જોતો હતો, વખતોવખત કપાળપર હાથ મૂકતો હતો અને સુંદરિ કેમ છો? એમ પૂછી પૂછી વધને વિરકત કરી મૂકતો હતો જ્યારે બીજુ કઇ પણ કામ ન હોય ત્યારે તે તે યુવતીના મોઢાસામે જોઇ બેઠો રહેતો હતો કેર્ન અર્ધ નિમીલિત પદ્મ-જેવી આખોતરફ જોઇ રહેતો હતો પલકહીન સ્થિર દૃષ્ટિથી ખિન્ન ભાવે જોતો હતો તેથી તેને શી તૃપ્તિ થતી હશે તે તો તેજ જાણે

તે યુવક તે ણીને કોઇ નહિ પરતુ આપણો પૂર્વ પરિચિત હિરણકુમારજ છે

હિરણકુમાર કેટનાક દિવસથયા પશ્ચિમ તરફ જકાતની તપાસનુ કાર્ય કરતો હતો આથી તેને કેટલીકવાર પશ્ચિમતરફ દાણ ચોરી પકડવાનું કામ પણ કરવુ પડતુ હતુ દાન તેજ ઉદ્દેશથી તે જળમાં ફરતો હતો સુશીલા મરણ પામી તે દિવસે દવ વશાત્ તે પણ અનાહબાદમા હતો સધ્યા કાળે ત્યાનુ સરકારી કામકાજ પૂરુ કરી રાત્રે સુધી તે મળવા જતાંજ તેને તેના મત્યુની ખબર મળી આથી તે ઉદાસ દિને પોતાના સુકામતરફ પાછો ફર્યો ફરતી વખત તેણે કનકને ગગાકિનારે જોઇ તેની નૌકામાં તેનો એક સહકારી હતો, તેને મૂળથીજ વૈદ કનો શોખ હતો તેથી તેણે તે વિદ્યામા કેટલીક પ્રવીણતા મેળવી હતી તેણે તપાસ કરી જોયુ કે બાનિકા મરી ગઇ નથી પણ કમ્પિતાન સુધી લઇ જતા કાય આણુ જતા રહે માટે તેને જલદી ઉપાય કરવાની જરૂર છે આ તરફ તેને કામકાજની અધિ તા હોવાથી કરિપતાને જવાનુ યોગ્ય ન ધારી તેણે બાલિકાને વહાણપર ઉપાડી લીધી તેમણે મનમા વિચાર્યું કે બાલિકાને ક્ષાન-સચાર થયે તેનો પરિચય પ્રાપ્ત કરી યથાસ્થાન મોકલી દેવાશે

ત્રણ ચાર દિવસ જતા રહ્યા રમણીની પીડા ધીમે ધીમે ઓછી થવા લાગી બીજા ચાર દિવસમા તો તેનામા શકિત પણ આવવા લાગી તે માણસને ઓળખવા લાગી તે પોતાને અપરિચિત સ્થાને આવેલી જોઇ આશ્ચર્ય પામી પરતુ ધીમે ધીમે બધી વાત યાદ આવવા લાગી, તેણે મનમા ધાર્યું કે આ લોકોએ મને બચાવી હોવી જોઇએ કનક વિચારવા લાગી 'આ કોણ હશે? તેણે મને શામાટે બચાવી? હુ મરણ પામી હોત તો બધાં દુ ખ પૂર્ણ થઇ જાત પરતુ હજુ પણ દુ ખ ભોગવવાને તેને શામાટે બચાવી? વિચારતા વિચારતાં હિરણકુમારની માયાળુ દષ્ટિ સામે કનકની નજર પડી તે વીજ કનકની આખો મિચાઇ ગઇ તેનુ પાડુવર્ણું મુખ જરા ઉજ્વળ બની ગયુ હિરણે ધીમે ધીમે પૂછ્યુ 'આજ આપને ઠીક છે કે?' વધ ત્યારે બીજી તરફ હતો તે એકાએક અદર ચાની આ તે વધારે વાત કરશો નહિ તેનામા હ વુ શક્તિ આવી નથી પરતુ હિરણકુમારની તે સકરૂણ સોત્સુક જિજ્ઞાસાથી કનકના મિચાયલા ચક્ષુ ઉઘડ્યા તેણે વિસ્મિત અને સદિગ્ધ ચિત્તે હિરણસામે જોયુ કનકમાટે સુશીલાસિવાય બીજુ કોઇ આમ પૂછે તેમ નહોતુ આજ આ અપરિચિત યુવક તેને માટે આટલી બધી કાળજી રાખેછે તે બહુ કનકને સ્વપ્ન જેવુ લાગવા લાગ્યુ

ધીમે ધીમે એક મહિનામા બાનિકા સપૂર્ણ આરોગ્ય થઇ સહકારી કામ સમય બીજે સ્થળે ચાલ્યો ગયો હિરણકુમારે બાલિકાની ઓળખાણ મેળવી વહાણને અનાહબાદ લઇ જવાની અનુમતિ મેળવી અનાહબાદ પહોચતા લગભગ એક માસ થયો આ એક માસમાં ધીમે ધીમે બાલિકા હિરણની સાથે ઓળખીતી થઇ ગઇ ધીમે ધીમે તેની સ જા વટવા લાગી પ્રથમતો તામા વ વાત કહેતા પણ તેને લાજ આવતી હતી પરતુ ધીમે

ધીમે તે વાત કરવા લાગી એકવાર લાજ છુટી એટલે બાલિકા ધીમે ધીમે હિરણકુમારને વાતો કહેવા લાગી, હિરણકુમાર પણ તેની સાથે સગાવહાલાની પેઠે વર્તવા લાગ્યો એક દિવસ કનકની પથારીપાસે બેસી હિરણકુમાર એક વાતમાં શંકા કાઢી બાલિકાની વાત સાંભળતો હતો વાત કરતાં કરતાં હિરણે વાત પૂરી થતાંપહેલાંજ પૂછ્યું

'વારુ જ્યારે તમારા પિતાનું મરણ નાશ લાગે તમારી ઉમ્મર કેટલી હતી? ત્યારની વાત તમને સાંભરેછે

કનક થોડી થોડી થોડી સાંભરે છે મારી ત્યારે કેટલી ઉમર હશે? લગભગ ચાર-પાંચ વર્ષની હશે

યુવક— અહા! શું તમને એટલી નાની ઉમ્મરની વાતો યાદ છે? આ તો નવાઇ

કનક- મા! દુખની વાતો મને વણીજ યાદ છે-મા ભાઇને માન આપતી મને એવી ઇચ્છા થતી કે—

હિરણકુમારની આખોમાં પણી આ યાત મનમાં મનમાં વિચારવા લાગ્યો—

આ હૃદયમાં જ્યાંસુધી રૂધિર વહેશે ત્યાં સુધી મે કહેશું તમારાં મા-બાપનું માન, પાન હું તમને આપી શકીશ નક તેની ઉદાસીનતાથી આનંદ પામી, કનકના બાળપણનાં દુખથી યુવક આટલો બધો દુખી થાયછે! નકનાં દુખથી બીજુ કોઇ રોતું નથી કનક વિસ્મયપૂર્ણ દ્રષ્ટિથી યુવકનું નિરીક્ષણ કરવા લાગી યુવક તો આ સંદેહનો ભાવ સમજી મનમાં મનમાં દુખી થવા લાગ્યો પરન્તુ યુવકતરફ જોઇ કનકે જ્યારે તેની સ્નેહપૂર્ણ મુખની કાંતિ જોઇ અવિશ્વાસ કર્યો છે એમ જાણ્યુ ત્યારે તેની તે મમતામય આંખોમાંનો નીરવ છતાં કરૂણ તિરસ્કાર જોઇ શકી ત્યારે નકને વિશ્વાસ ઉત્પન્ન થયો કે ખરેખર, આ મારે દુખે દુખી થાયછે

હિરણકુમાર વ્યાકુળભાવે આંખો લુછી બોલ્યો તમને દુખની જ વાતો સાંભરે છે સુખની વાતોની એક પણ યાદ નથી?

નક—એમ હોય? નાનપણમાં એક દિવસ એક અજાણ્યા માણસે મને માન આપ્યું હતુ તે મને હજુ સાંભરે છે તે વાત યાદ આવતા મને અત્યારે પણ આનંદ થાયછે

યુવક બોલ્યો— માણસ કયો? જેના માનપાનથી તમને આટલુ બધુ સુખ થાયછે તે ભાગ્યશાળી માણસ કયો?

કનકે ત્યારે નાનપણની તે વાત કરી હિરણે જોયુ કે પોતેજ તે વાર્તાનો નાયક છે તેણે ઘણા દિવસપહેલા નકતરફ દયા દેખાડી પ્રેમે ને બહુમાન આપ્યું હતુ તે તેહમણ નાની ઘ ના બાલિકાના હૃદયમાં હજુ ચિત્રાઇ રહી છે તે જોઇ તેને ભારે નવાઇ લાગી

તેણે વાત બંધ કરી કહ્યુ કન! તમે તમારા ભાઇને કાગળ લખશો? કાગળ પહોંચે તમોને કોણ જાણે કેટલોએ આનંદ થશે?

કનક એક દીર્ઘ નિશ્વાસ નાખી બોલી તેથી શું?

હિ — ૯૬ શા માટે કનક તમને આ
એવો બધો કારણવિનાનો સદેહ ઉત્પન્ન
થાયછે ?

આ તિરસ્કારના વાકયથી કનકનુ મુખ લાલ
ચોળ થઇ ગયું હિરણકુમાર એ પો કનક ઘેર
જશો ત્યારે તમને કેટલો આનંદ થશે તે
કહી શકશો ?

કનક જરા અટકીને બોલી હા આનંદ
તો થશેને

હિ — તે સ્નેહના સમયમા જઇ તમને કદી
પણ આ અપરિચિત પારકા મનુષ્યની વાત
મનમા આવશે કે !

કનકે આ વાતનો કઇ ઉત્તર આપ્યો
નહિ પણ ભાવપૂર્ણ દ્રષ્ટિથી તે હિરણકુમાર
સામે જોઇ રહી, પરન્તુ આ વાત પૂછતાં
હિરણકુમારની આંખો અશ્રુથી ભરાઇ આવી
જેથી તે છુપાવવાને તે વહાણના બુરના
આગમા જતો રહ્યા

## અષ્ટાવિંશ પરિચ્છેદ

### ઉપકારી શત્રુ

આ પ્રમાણે વહાણમા દિવસો જવા લાગ્યા
બાલિકાની શરમ ધીમે ધીમે ઓછી થવા
લાગી હિરણકુમારપાસે ધીમે ધીમે તે પો
તાના જીવનની કેટલીએ વાતો કરતી કેટલીએ
અર્થહીન પણ આનંદમયવાતો કરતી કનકે
પોતાના જીવનમા આવી વાતો કોઇની પાસે
કહી નહોતી, તેમ કહેતી તો આવા આદ
રથી કોઇ સાભળતુ નહિ નાનપણમાં આ
વાતો કનક પોતાના બાપને સભળાવતી તો
તે તુરતજ વિરક્તિ દર્શાવતા 'કામ છે' કહી,
ઉઠી જતો પરતુ આ વખતે તે બધી વાતો
હિરણકુમારને કહી પરમાનદમાં ડુબી જતી
હતી હિરણકુમારને પણ બાલિકાની તે બધી
અસલગ્ન છોકરવાદભરેલી છતા મર્મથી
ગુથાયેલી વાતો જાણે પ્રીતિપૂર્ણ અર્થમય
સાર વચન હોય તેમ જણાતુ આજ સુધીમા
કોઇપણ દર્શન કે વિજ્ઞાનમા કે મુનિ વચનમાં
તેણે આવી આનદમય વાતો સાભળી ન
હોતી તે કેટલા ઉત્સાહથી કનકના મોમાંથી
નીકળતી વાતો સાંભળતો તે કહી શકાય તેમ
નથી તેની જિંદગીમાં તેને આના જેવુ કઇ
પણ મીઠુ લાગ્યુ નહોતુ કનકને જોઇ તેને
જેવી અતૃપ્તિમય તૃપ્તિ જન્મી હતી તેવી તૃપ્તિ
તેના જીવનમા કદી જન્મી નહોતી વાત
કરતાં કરતા કાર્યવશાત હિરણકુમાર કનક
પાસેથી ઉઠી જતો તો કનકના હૃદયમાં એક
ઉથલપાથલ મચી રહેતી તેનો બધો ઉત્સાહ
ભાગી પડતો, તે ક્યારે પાછો આવશે
ક્યારે તે પોતાની વાત પૂરી કરશે, એ વિ
ચારમાજ તે અસ્થિર થઇ જતી તે જ્યારે
પાછો આવતો ત્યારે તે આરામનો નિશ્વાસ
મૂકતી તે ફરી આવતો કે તુરત તે અધૂરી
મૂકેલી વાત કહેવા મડતી નહિ પરતુ તે
પોતાના નીરસમનથી તેનો થોડીવાર સુધી
તિરસ્કાર કરતી મનમા મનમાં કહેતી કે
તમને જોઇ હું જેટલી ખુશી થાઉંછુ, તે
ટલા ખુશી તમે મારી વાત સાભળી થતા
નથી' હિરણકુમાર પણ તે બધુ સમજી
જતો અને ખચાતો ખચાતો આદરનું હાસ્ય
હસી કહેતો કે બહુજ કામ હતુ માટે ગયો

હતો પરંતુ તમે જુઓતો ખરાં કાય અ મરૂં રાખી કેટલી જલદીથી હું ચા પે આ પે ધુ આ સાંભળતાજ બાનિકા બધું ભૂલી જતી પાછી વાત શરૂ કરી દેતી પરંતુ એક વાતપણ પૂરી થતી નહિ એક વાત પણ જાણે તેનાથી સારીરીતે કહી શકાતી નહિ

પરંતુ તેઓનું તે સુખ પૂરૂ થવા આ યુ છેવટે તેઓ અચાનક આવી પહોંચ્યાં તેના આ ગમનની વાત સાંભળી પ્રમોદ મહા ઉલ્લાસથી તેમને તેડવા ઘાટપર આ પે કેટલાય દિ વસ થયાં કનકસાથે મેળાપ થયો ન હોતો તેમ તે મેળાપ થવાની આશા પણ હતી નહિ તેથી તે મનમાં મનમા કનકના રક્ષકને આશીર્વાદ આપતો આપતો નદીતીરે આવી પહોચ્યો હિરણકુમારે પ્રમોદને જે અંગ્રેજીમાં ચિઠ્ઠી લખી હતી તેમાં તેણે પોતાનું પૂરૂ નામ લખ્યું ન હોતું અંગ્રેજી રિવાજ મુ જબ ફક્ત અટકની પહેલા પોતાનું એકાક્ષરી નામ જણાવ્યુ હતુ તેથી પ્રમોદ કનકનો રક્ષક કોણ છે તે જાણી શકયો નહોતો અત્યારે હિરણકુમારને હસતે મોએ પોતાની સામે ઉભેલો જોઇ તે ચમકી ગયો એકાએક તેનો ચહેરો બદલી ગયો પ્રમોદ જાણ્યુ કે તે જેને આતરિક તિરસ્કાર આપે છે તે જેને શત્રુ માને છે તેજ હિરણકુમાર કનકનો ઉ દ્ધારકર્તા છે કેવું નસીબ! હિરણકુમારની પાસેથી પ્રમોદને આજે આવો ઉપકાર મહણ કરવો પડયો? આ કરતાં તો કનકનુ મરણજ સારૂં હતુ!

હિરણકુમાર પ્રમોદના ભાવાન્તરને જોઇ રહ્યો હતો તેથી તે કંઇક વિસ્મિત થયો હતો પરંતુ તેનું કંઇપણ કારણ જાણી શકયો નહિ મનોવેગ કંઇક શાંત થતાં પ્રમોદ વિચાર્યુ હિરણકુમાર તેનો ભલે તેવો શ ત્રુ હોય તોપણ તેણે કનકના પ્રાણ બચાવ્યા છે—એ વિચારથી મનનો અસંતોષ દબાવી ઘણાજ ક ષ્ટથી હિરણકુમારનો આભાર માની કનકને ઘેર લઇ આવ્યો પ્રમોદના વ્યવહારથી હિરણ કુમાર સંતુષ્ટ થયો નહિ

પ્રમોદને જોઇ કનક આનંદિત થઇ હતી લગભગ બે માસ પછી ઘેર આવી ને અનેક ફેરફાર જોયા તેના ભાઇનો વિવાહ થ ગયો છે તેને એની સગિની મળી ગઇ છે

સુશીલાના મરણ પછી પ્રમોદ સમ વૈભવનો અધિપતિ થઇ નવી વહુની સાથે અત્યારે અ હાબાદમાંજ રહ્યો છે! પ્રમોદ હવે કલકત્તામાં ભણવા જતો નથી સ્ત્રી અને વિદ્યા એ બને રત્નોનો આદર એ સાથે કરી શકાતો નથી તેથી પ્રમોદનુ ભણતર તરતજ પૂરૂ થઈ ગયુ હતુ સુશીલાના મ રણ પછી થોડા જ દિવસોમાં પ્રમોદના વિવાહ થયા હતા સુશીલાનુ મરણ અને કનકની જળશય્યાનો સમાચારથી પહોચતાજ પ્ર મોદ ઘેર આ પે હતો ઘણી શોધખોળ કરી છતાં કનકના મનુષ્યના પણ પત્તા મ ળે નહિ આ તરફ સુશીલાના મરણ પછી એક માસે દયાનદે પાછી પ્રમોદસાથે પોતાની કન્યાનો વિવાહ કરી દીધો કનકના મરણની ખબર સાંભળી યામિનીનાથ અત્યત ક્ષુબ્ધ થયો જે લોભથી તેણે નીરજાને છોડી હતી તેનો તે લોભ પણ વ્યર્થ થયો

અપૂર્ણ

# શ્રી કૃષ્ણનો સંદેશો

અને

# ગુજરાતની કસોટી

મોંઘવારી પરતંત્રતા, દાડમારી નિર્ધનતા અને વિપત્તિના પંજામાં જકડાઇ ગભરાઇ ગયેલાં નહીં ન્હાસતા ભારત બાળકો અને સ્ત્રી પુરુષોને એક ગેબી અવાજ,

ગભરાઓ નહીં દુઃખભંજનનો સરળ ઉપાય એજ છે કે તમે તમારાં બાળકોને બ્રહ્મચર્યપાલન કરાવી ધાર્મિક નૈતિક આધ્યાત્મિક સામાજીક અને ઔદ્યોગિક શિક્ષણ આપો

## ગુજરાતમા સૌથી પહેલું સાહસ

નર્મદા નદીના પવિત્ર કિનારાઉપર 'ભૃગુપુર ઋષિનિવાસ' જમાનાને જરૂરનું ઉપયોગી આશ્રમ

– સાઠ બ્રહ્મચારીઓને રહેવાની વીસ ઓરડીઓ આશ્રમની મધ્યમાં કુવો, સડકપર પશુઓને પાણી પીવામાટે અવેડો અને મનુષ્યોમાટે નળ તથા એકીમ ભાગના બંધામણના નામો નોંધાઇ ગયાછે ઇશ્વરે તમને શક્તિ આપી હોય તો આ સોનેરી તક તમે કદીપણ ગુમાવશો નહી

ધન નિત્ય રહેતું નથી તેથી તેનો સદુપયોગ કરી નીચેના જરૂરનાં સાધનોમાથી આપ શું કામ પરમાર્થ દષ્ટિથી કરી શકશો એનો વિચાર કરી સત્વર નીચેને ઠેકાણે પત્ર વ્યવહાર કરોજી

| | |
|---|---|
| મુખ્યાચાર્ય ભવન | ઉપાચાર્ય ભવન (બે) |
| વ્યાયામશાળા | સંગીતશાળા |
| સરસ્વતી મંદિર | કોઠારી ભવન |
| સાહિત્ય ભવન | પાકશાળા |
| ભોજનશાળા | દુતગૃહ |
| કોઠાર | કુવાનુ ઓ ।ન |

ઉપર મુજબના સાધનોની જરૂર છે આશા છે કે ગુર્જર ધનિકો પોતાનો ઉદાર હાથ લંબાવી આ સંસ્થાને મજબુત બનાવશે

મંત્રી, 'ભૃગુપુર ઋષિનિવાસ.

ભરૂચ.

# લોકપ્રિય વૈદ્યક પુસ્તકો

| | કિંમત |
|---|---|
| ઘરવૈદુ–Family Medicine (છઠ્ઠી આવૃત્તિ).. | ૬—૦— |
| સારી સંતતિ–How to beget Healthy Children | ૨—૦— |
| ધાત્રીશિક્ષા–Midwifery (બીજી આવૃત્તિ) | ૨—૦—૦ |
| રોગી પરિચર્યા–A Book on Nursing | ૨—૦—૦ |
| ગરીબોનો વૈદ્ય–Simple Remedies for the Poor | ૨—૪— |
| સ્ત્રીઓનો વૈદ્ય | ૧–૧૨—૦ |
| બાળકોનો વૈદ્ય .. .. ... | ૨—૦— |
| વાગ્ભટ્ટ સૂત્રસ્થાન–Vagbhat's rules of Hygiene | ૦–૧૨—૦ |
| નિર્બળતા–A Treatise on General Debility .. | ૦—૮— |
| મલાવરોધ–બંધકોષ–Constipation | —૬— |
| વાજીકર કલ્પતરૂ–Manhood and Womenhood (ત્રીજી આવૃત્તિ) | ૦—૬— |
| આરોગ્ય રહેવાના ઉપાય–A way to health | —૨— |
| બ્રહ્મચર્ય–(ત્રીજી આવૃત્તિ) Continence | ૦—૩— |
| આરોગ્ય અને આચારોની એકવાક્યતા .. | —૧—૦ |
| સાસરે જતી પુત્રીને માની શીખામણ ... .. | —૧—૬ |
| આરોગ્યસંબંધી સામાન્ય જ્ઞાન, મહાત્મા ગાંધીજીનું લખેલું | —૮— |
| ખાનપાન–બન્ને ભાગ ભેગા .. ... ... ... | ૨— — |
| જ્વરચિકિત્સા ... ... | ૨— — |
| અભિનવ વૈદ્યશાસ્ત્ર | ૩— — |

મળવાનું ઠેકાણું —ગુજરાત આયુર્વેદિક ફાર્મસી નં ૭૪ રીચીરોડ અમદાવાદ

---

## આરોગ્યતા અને તંદુરસ્તીનું જ્ઞાન આપનાર

# વૈદ્યકલ્પતરૂ.

દરેક ઘરમાં વંચાવું જોઈએ શરીર સંરક્ષણ એજ પ્રથમ ધર્મ, આરોગ્યતા એજ ખરા ખજાનો છીવવું શામાટે અને કેવા રીતે તેનું જ્ઞાનએજ સાચું જ્ઞાન એ ધર્મ, એ ખજાનો તથા એ જ્ઞાનની પ્રાપ્તિમાટેજ વૈદ્યકલ્પતરૂ માસિક મંગાવો. વાર્ષિક લવાજમ રૂ ૩–૦–૦ જ્વર ચિકિત્સા નામનું પુસ્તક ભેટતરીકે આપવામાં આવેછે નમુનાની નકલના ચાર આના બીજા અનેક બિનજરૂરી ખર્ચો બચાવી દર વર્ષે માત્ર રૂ ૩ મણ ખર્ચી તંદુરસ્તી મેળવો

લખો —મેનેજર વૈદ્યકલ્પતરૂ,—નં ૭૪, રીચીરોડ, અમદાવાદ

# મહાત્મા ગાંધીજીનો છુટકારો

મહાત્મા ગાંધીજી યેરોડાની જેલમાં છે ત્યાંથી આપણે કેવી રીતે છોડાવી શકીએ? અહિંસાત્મક સિદ્ધાંતને વળગી રહી શુદ્ધ સ્વદેશી ખાદી વાપરીએ અને સ્વરાજ મળતા પહેલા આપણા ૭ કરોડ અંત્યજ બંધુઓને સમાનતાના હક આપી સંપમાં વૃદ્ધિ કરીએ તો મહાત્મા શ્રીનો છુટકારો કેજ. ખાદી માટે તો, યથા શક્તિ કરીએ છીએ પરંતુ —

## અંત્યજના ઉદ્ધાર માટે શું?

ઘણાએ નેતાએ કહ્યું કે —અંત્યજ ઉદ્ધારનું કામ સરસ છે. આપણે સાંભળ્યું અને વિચાર્યું. સભામાં અંત્યજોદ્ધાર માટે સારા સારા ઉદ્ગાર પણ કાઢ્યા પરંતુ અમલમાં શું? હવે તો અમલની, સમજીને અમલ કરવા માગો. જેવી ખાદી પ્રિય છે તેવા અમને પણ પ્રિય બનાવો.

## મહાત્માજી કહે છે કે --

અંત્યજોના ઉદ્ધાર સિવાય સ્વરાજ નથી. ભારતના ગરીબ અંત્યજ ભાઈઓ જ તો એમની અંદર જઈ એમની દશા જુઓ. તેમનાં હૃદય તપાસો અને ઘડીકવાર વિચાર કરો કે એમની દશામાં હોત તો અમારા શા હાલ થાય? તેથી

## ધર્મનો ન્યાય

મેળવો બીજાને ન્યાયસીલ બનવાનું કહેતાં પોતેજ ન્યાયસીલ બનવું એજ ધર્મ છે. માટેજ

# “અંત્યજોદ્ધારક” માસિકનો

જન્મ થયો છે. ભારતના અંત્યજરૂપ સુકાયેલા છોડવાઓમાં જળ લાવવા માટે અથવા ભારતને કર્મભૂમિમાં ઉંચુ રાખવા માટે કઇ પદ્ધતિએ કઇ દશામાં આપણે જવું જોઇએ? એજ કર્તવ્યના વિચારો કરવામાં આવે છે. સામાન્ય વર્ગમાં એની જરૂર હોવાથી ચાલુ અંત્યજોદ્ધારક માસિકની વાર્ષિક કિંમત પોસ્ટ સાથે ફક્ત રૂા ૨ ૦ ૦ બે રૂપીઆ રાખવામાં આવી છે. આ દેશ હિતના કાર્યમાં ગ્રાહક થઇ યતકિંચિત્ સહાય કરે એવી આશા તો રાખી શકાયજ. વળી પધારી વગેરે આ માસિક પત્રમાં જાહેર ખબર આપીને પણ સહાય કરી શકે માટે કૃપા કરી લખો.


અંત્યજોદ્ધારક કાર્યાલય,
સીમરી નેક—ભરૂચ
(ગુજરાત)

# ઉન્નતિનું કારણ શું?



## યુરોપ અમેરીકન અને જાપાન

દેશોની ઉન્નતિનું કારણ તેમનો ફક્ત વ્યાપાર છે અને વ્યાપારનો ભાર માત્ર જાહેર ખબરોના ઉપરજ છે માટે જો તમારે તમારા વ્યાપારને ઉન્નતિના શિખર ઉપર ચઢાવવુ હોય તો—

# "શિલ્પ શિક્ષા"

મા જાહેર ખબર આપો આ કામમા પૈસા નકામાં નથી જવાના હિંદી અંગ્રેજી, ઉર્દુ અને ગુજરાતી ગમે તે ભાષામાં પોતાની જાહેર ખબર કઢાવી શકશો છપાવવાના નિયમ પણ બહુ આસાન છે અને રેટ પણ બહુ ઓછા છે

## જાહેરખબર મફત

જ્યાંસુધી તમે આ "શિલ્પ શિક્ષા"ના ગ્રાહક રહેશો ત્યાંસુધી તમારૂ નામ અને સરનામુ અને જે જે ચીજોનો તમે વ્યાપાર કરોછો તે પણ મફ્ત છપાતુ રેહશે

આ શિલ્પ શિક્ષા માસિક પત્રમાં ૪ કોલમ છે '૧ વિકાઉ ૨ આવશ્યકત (માગણી), ૩ પ્રશ્નોત્તર, ૪ વ્યાપારીઓના નામ-ઠરનામુ આ ચાર કોલમ ફક્ત ઘરાગોનાજ માટે રાખવામા આવેલ છે આ ચારે કોલમોમાં ઘરાકોની જાહેર ખબર મફ્ત છાપવામા આવેછે

શિલ્પ શિક્ષા' નું ૧ વરસની કીમત ફક્ત રૂા ૨) રાખવામાં આવેલ તે પણ પહેલાં લેવામાં આવશે નમુનો મફ્ત મગાવી જુઓ

મેનેજર<br>
"શિલ્પ શિક્ષા" ઓફીસ,<br>
દિલ્હી. Delhi

---



---

# મહાત્મા ગાંધીજીનો છુટકારો

મહાત્મા ગાંધીજી યેરોડાની જેલમાં છે ત્યાંથી આપણે કેવી રીતે છોડાવી શકીએ? અહિંસાત્મક સિદ્ધાંતને વળગી રહી શુદ્ધ સ્વદેશી ખાદી વાપરીએ અને સ્વરાજ મળતા પહેલાં આપણા છ કરોડ અંત્યજ બંધુઓને સમાનતાના હક આપી સપમા વૃધ્ધિ કરીએ તો મહાત્મા શ્રીનો છુટકારો છેજ ખાદી માટે તો યથા શક્તિ કરીએ છીએ પરંતુ —

## અંત્યજના ઉદ્ધાર માટે શું?

ઘણાએ નેતા એ કહ્યું કે —અંત્યજ ઉદ્ધારનું કામ સારૂં છે આપણે સાંભળ્યું ને વિચાર્યું સભામાં અંત્યજોદ્ધાર માટે સારા સારા ઉદ્ગાર પણ કાઢ્યા પરંતુ અમલમાં શું? હવે તો અમલની સમજો અને કરવા માંડો જેવી ખાદી પ્રિય છે તેવા અમને પણ પ્રિય બનાવો

## મહાત્માજી કહે છે કે —

અંત્યજોના ઉદ્ધાર સિવાય સ્વરાજ નથી ભારતના ટાંગીયા અંત્યજ ભાઈઓજ તો એમની અંદર જાઓ એમની દશા જુઓ તેમનાં હૃદય તપાસો અને ઘડીકવાર વિચાર કરો કે એમની દશામાં હોઈએ તો અમારા શા હાલ થાય? તેથી

## ઘરનો ન્યાય

મેળવો બીજાને પાવસીલ બનવાનું કહેતાં પોતેજ પાવસીલ બનવું એજ કર્ તવ્ય માટેજ

# "અંત્યજોદ્ધારક" માસિકનો

જન્મ થયો છે ભારતના અંત્યજરૂપ સુકાયલા ટાંગીઆમાં બળ લાવવા માટે અથવા ભારતને કર્મભૂમિમાં ઉંચુ રાખવા માટે કઇ પદ્ધતિએ કઇ દશામાં આપણે જવુ જોઇએ? એજ કર્તવ્યના વિચારો કરવામાં આવે છે સામાન્ય વર્ગમાં એની જરૂર હોવાથી ચાલુ 'અંત્યજોદ્ધારક' માસિકની વાર્ષિક કિંમત પોષ્ટ સાથે ફક્ત રૂ. ૨-૦-૦ બે રૂપીઆ રાખવામાં આવી છે આ દેશ હિતના કાર્યમાં ગ્રાહક થઇ યતકિંચિત્ સહાય કરે એવી આશા તો રાખી શકાયજ વળી વેપારી વગેરે આ માસિક પત્રમાં જાહેર ખબર આપીને પણ સહાય કરી શકે માટે કૃપા કરી લખો.

'અંત્યજોદ્ધારક' કાર્યાલય
લીમડી ચોક—ભરૂચ
(ગુજરાત)

હાલના આ કાળા કહેરના સમયમાં
નિરાધાર થએલાં



હું
અને આ મ્હારો ન્હાનકડો ભાઇ

**પૈસેજ શ્રીમત નહિ**
પણ
**દિલના એ શ્રીમતના**
ખરી
**દુલાવની રોજીના પૈસાએ**
**કરેલા દાનબીજ**
**ઉગર્યા છીએ**

કેવળ
**ધનનાજ શ્રીમત નહિ**
પણ
**દિલના ખરા શ્રીમતો**
જરૂર
**[ ની સાચી શ્રીમતા ]**
બતાવી
અમારા જેવાં અનેક અનાથોને
બચાવો

**રોજની જ ભલમાં હમને**
ભૂલતા ના

તેમાટે જરૂર લખો—

**મંત્રી-હિંદુ અનાથાશ્રમ,**
નડીઆદ

# ખુશખબર!



અમારે ત્યાં ન્હાવાના સાબુ, અગરબત્તી ખુશબોદાર તેલો, મેનનવૉટર, સેંટ તથા લવંડરવૉટર સુઘવાની નાસ, જર્દા વિગેર સુગંધી માલ બનાવવામાટે લગતા દરેક જાતના કાચા તથા પાકા મશાલા (Synthetic) એસેન્સ કેમિકનો વિગેરે માલ જથાબંધ તથા છુટક કીફાયત ભાવે મળેછે વધુ વિગતમાટે નાઇસનિસ્ટ મંગાવો.

| | |
|---|---|
| તારનું સરનામું — DHADADI' Bombay | ડી જી ગોરે, પરફ્યુમરી મરચંટ સાધનામિલ્ડિંગ લુહાર ચાલ મુંબઇ |

ટીપ —સુગંધી માલ તથા મેડીસીનની દરેક જાતની ખાલી બાટલીઓ તેને લગતા બુચ કેપસુલ સ્પ્રિંકલર કવર વિગેરે માલ બજાર ભાવે સપ્લાઇ કરવામાં આવશે

---

ગુજરાતી ભાષામાં બાલકોમાટે ખાસ સચિત્ર

| | | |
|---|---|---|
| નિયમિત માસિક | બાલજીવન | વાર્ષિક લવાજમ માત્ર રૂા ૩ |

સસ્તામાં સસ્તું છતાં સર્વથી સુંદર, બાળકો વિદ્યાર્થીઓ, તરૂણ નવજવાનો નાની-મોટી બાળિકાઓ બાલકોની માતાઓ શિક્ષકો સર્વની અંદર બેહદ લોકપ્રિય નિવડેલું —

વડોદરા રાજ્યના પુસ્તકાલયો આથમિક શાળાઓ

આજેજ { કરાચી અને મુંબાઇની મ્યુનીસીપાલ શાળાઓ વિગેરેમાં ઉન્નતથી તે આદરસત્કાર પામેલું છે } મંગાવો.

છુટક નકલ છ આના — પરદેશ માટે રૂા ૪

બાલજીવન કાર્યાલય, જેકબબીલ્ડીંગ,
સાંકળી સ્ટ્રીટ, ભાયખલા
મુંબઇ નં ૮

# અંકુશ

ANKUSH

પુસ્તક પાંચમું || ભાદ્રપ૦, ૧૯૭૮. || અંક ૧૧ મો.

## "હિત શીક્ષા"



(શાર્દૂલવિક્રીડિત વૃત્ત)

બાળા બેન અબોલ વર્ષ દશની, બાપે બળાપો કરી,
લીધા દામ હજાર બાર બમણા, પૂજ્ય પતિને વરી,
પૂરાણો જુનો અને વૃદ્ધ વળી, બીજો બહુ બીકથી,
એના જીવતણી, ગતિ કઇ થશે, તે ના શકે કો કથી -

સોંપ્યા બાળ અબોલ વિલ કરીને, બાપે, ધની ધીરતા,
ટ્રસ્ટી જેવા દ્રવ્ય બોધ કરતા, બાળો અતિ રોવતા,
સોંપેલા શર આગતોતણી ગતિ, બુરી થતી આ થકી,
એવા બાળ તણી ગતી કઈ થશે, તે ના શકે કો કથી

ધર્મોની ધુરી ધુરી કર વિષે, આરૂઢ યોગે થયા,
ઉપરનો કરી ડોળ લોક ઠગતા, પાપી પ્રમાદે ચડ્યા,
દુર્તો સ્થાન ધર્તી ના કરી વળી, દેતા દગો નેકથી,
એવા જીવતણી ગતિ કઇ થશે, તે ના શકે કો કથી

યોજક
— ધર્મ —
સ્થંભપૂરસ્થ

એમાં પિત્તના સાથે મલીને જઠરાગ્નિથી પાકી જઇ તેમાંથી જે અમુક અંશ ક્ષીરાવહ શિરાઓમાં જાયછે તે દૂધ કહેવાયછે પુરૂષ જાતિમાં ક્ષીરાવહ નાડીઓનો કુદરતથીજ અભાવ હોવાને લીધે તેવો પરિણામ થતો નથી તેમ સ્ત્રીજાતિ છતાં પણ વધ્યાસ્ત્રી તથા કુમારીસ્ત્રી એઓમાં દૂધને વહન કરનારી શિરાઓ છતાં પણ દૂધની ઉત્પત્તિ થતી નથી કારણ પિત્તહૃદ પાકેલું રુધિર પોતાના અમુક ભાગમાંથી રાતા રંગને છોડી દઇ ધોળા રંગને પકડી લે છે કુમારી સ્ત્રીઓમાં ધાતુસબંધી બલ ઘણું ઓછું હોયછે તેથી દૂધ થઇ શિરાઓમાં જઇ શકતું નથી તથા યોગ્ય ઉમ્મર પહેલાં તે ક્ષીરાવહ નાડીઓ બધજ હોયછે અને વધ્યા સ્ત્રીઓની ક્ષીરાવહ નાડીઓમાં વાયુ ભરાઇ રહેલો હોયછે તેથી તેમાં દૂધ જઇ શકતુંજ નથી તેના તે સબંધી વધેલા રુધિરના ભાગમાંથી વધ્યા સ્ત્રીઓને બીજી સ્ત્રીઓ કરતા રજોદર્શન વિશેષ પ્રમાણમાં થાયછે એ પ્રમાણે અમુક અમુક પ્રાણીની સ્ત્રીજાતિમાંજ થતું દૂધ સાધ્ય રીતથી ઘણી સારી અસર કરેછે તેથી હારીતના ગ્રંથ કહેછે કે, અમૃત સર્વે ભૂતાનાં જીવન બલકૃન્મતમ્ દૂધ સર્વ જાતિને માટે અમૃત છે જીવનતત્વને પોષણ દેનાર છે અને સોમ તથા અગ્નિ તત્વવાળું હોવાથી છ દિવસહિત શરીરને પોતાના ક્રત્વ કાર્યમાં સમાધ્ય દેનાર છે સર્વ પ્રકારોના દૂધોમાં ગાયનું દૂધ બહુ ઉત્તમ ગુણવાળું કહેવામાં આવ્યું છે ગાયના દૂધમાં પ્રાણતત્વને ટકાવી રાખનારા ગુણો બલ આયુષ પુરસ્કર શક્તિ અને ચરમધાતુને વૃદ્ધિ કરનારા ગુણો તથા બુદ્ધિને સુધારનાર તથા વધારનારા ગુણો રહેલા છે, તેમ રક્તપિત્તજ ય રોગને તથા વાયુસબંધી વિકારોને પણ દૂર કરનારાં તત્વો રહેલા છે અને રસાયનરૂપ છે તથા ગ્રાકમાં મધુર છે હવે કેવી ગાયનું દૂધ ઉત્તમ છે અને કેવી ગાયનું દૂધ ઉત્તમ નથી એ પ્રશ્નના સમાધાનમાં આયુર્વેદાનુસારી અનુભવસાર નામનો ગ્રંથ કહેછે કે જે ગાય રંગે કાળી હોય તેનું દૂધ પીવાથી પિત્ત વિકારને દૂર કરેછે અને વાયુસંબધી અડચણોને હઠાવેછે ધોળી ગાયનું દૂધ પીવાથી કફવૃદ્ધિ દ્વારા શરીરને પુષ્ટિ કરેછે રાતી ગાયનું દૂધ પીવાથી ગુરૂત્વગુણને લીધે ધાતુ વૃદ્ધિદ્વારા શરીરમાં વજન વધારે છે અને અનેક રંગવાળી—કાબરચિત્રી ગાયનું દૂધ પીવાથી વિશેષતાથી વાયુની વિકૃતિને હરેછે સર્વ પ્રકારની ગાય કે જેનું વાછડું તુરતમાં નષ્ટ થઇ ગયું હોય તેનું દૂધ ઉત્તમ ગણાતું નથી તેમ જેનું વાછડું બહુજ નાની ઉમ્મરનું હોય તેનું દૂધ પણ ફાયદો કરતું નથી એવો આત્રેય મુનિનો મત છે સારૂં એવા વાછડાવાળી અને એવી ગાય જોઇએ કે જે વાછડું પોતાના માથાને માતાના સ્તન સાથે અથડાવનાર હોય સ્તનમાંથી પ્રસ્રુત થતા દૂધને મધ્યમ વેગથી પીનાર હોય એકાદ પગને વાંકિવાળી જઇ તથા પુછને જરા ઉંચું કરી હલાવનાર હોય અને પ્રેમા પ્રમને લીધે હુંકાર શબ્દો કરતી ગાય જેને જીભ દ્વારા અવલેહન કરતી હોય તેવી ગાનું દૂધ ઘણો ફાયદો કરનાર થાયછે

નિઘંટ રત્નાકર તથા ભાવપ્રકાશમાં કરેલું છે કે બાષ્કયણી ગાય કે જેને આપણે પારેઠ ગાય કહીએ છીએ તેનું દૂધ વાત પિત્ત અને કફ સબંધી તમામ દોષોને દૂર કરનાર છે બળ દેનાર છે અને તૃપ્તિ કરે છે તે દૂધ કંઇક જાડુ હોય છે તેથી મંદ જઠરાગ્નિવાળાએ તેનો વિશેષ ઉપયોગ કરતાં વિચાર કરવો તે તે જગોમા ચરનાર ગાયોના દૂધના ગુણોવિષે અનુભવસારમાં લખ્યુ છે કે-જે ગાય જંગલમાં એટલે સપાટ પૃથ્વીવાળા પ્રદેશમા ચરતી હોય તેનુ દૂધ હલકુ હોય છે તેનાથી જે ગાય આનૂપ પ્રદેશ એટલે ઘણા જળવાળો પ્રદેશ અથવા ગરના પ્રદેશમા ચરતી હોય તેનું દૂધ કંઇક ભારે હોય છે તેના કરતાં પર્વત ઉપર ચરતી હોય તેનુ દૂધ વધારે ભારે હોય છે ગાયના ખોરાક ઉપરથી દૂધના ગુણો વિષે-જે ગાય ખોળ ખાતી હોય તેનું દૂધ કંઇક કફકારી હોય છે, જરા ભારે હોય છે, બલ દેનાર અને વાજીકરણ હોય છે જે ગાય પલાલ-કડબ-કડબનુ બાટું તથા ઘાસને ખાઇને રહેતી હોય તેનું દૂધ હલકુ તથા રોગીને ઘણો ફાયદો કરનાર થાય છે જે ગાય કપાસીયા અથવા દાણા ઘણા ખાતી હોય તેનું દૂધ ભારે તથા ધાતુ હોય છે અને બળ તથા પુષ્ટિ આપે છે તે પ્રદિપ્ત જઠરાગ્નિવાળાને તથા નીરોગીને સારૂ છે ગાયની ઉમ્મર ઉપરથી ગાયના દૂધના ગુણો વિષે જે ગાય તરૂણી એટલે યુવાવસ્થાવાળી હોય તેનુ દૂધ વિશેષ મધુરતાવાળુ અને રસાયનની પેઠે બલ તથા આયુષને વધારે છે અને ત્રણે દોષોમા જો કાંઈ વિકૃતિ થઇ હોય તો તેને પણ દૂર કરે છે જે ગાય વરડી થઇ ગઇ હોય અથવા તો રોગિણી હોય કે ખોરાક વગેરે ન મળવાથી બહુજ દુબળી થઇ ગઇ હોય તેનુ દૂધ ફાયદો કરી શકતુ નથી જે ગાય ગાભણી હોય તેનુ ગર્ભ રહ્યા પછી ત્રણ મહિના સુધી દૂધ ઉપયોગમા લેવુ પણ ત્રણ માસ ઉપરની ગર્ભિણી ગાયનુ દૂધ ઉપયોગમાં લેવુ નહિ કારણકે તે દૂધ સ્વાદમા જરા ખારાસવાળુ થઇ જાય છે પિત્તને કોપાવનાર થાય છે અને શોષકારક થાય છે પહેલવેના પ્રસુતા-વીયાયેલી ગાયનુ દૂધ વિશેષ સારવાળુ નથી હોતુ તેમ જોઇતા ગુણોને પણ દઇ શકતુ નથી તેમ બીજીવારથી આઠ બીને પ્રસૂતા-વીયાયેલી ગાય પણ જ્યાંસુધી સુવાવડી કહેવાય છે ત્યાંસુધી તેનું દૂધ પણ સારૂ નથી કારણકે તે રૂક્ષ, દાહ કરનાર રૂધિરમાં દોષોને ઉત્પન્ન કરનાર અને પિત્તને કોપાવનાર હોય છે લૌકિક વ્યવહારમાં ગાયને પ્રસવ થયા પછી દશ દિવસો સુધી તેનું દૂધ બિલકુલ ઉપયોગમાં લેવામા આવતુ નથી પ્રસવ થયા પછી એક માસ સુધી અથવા દોઢ માસ સુધી ગાયનુ દૂધ સુવાવડી ગાયનુ દૂધ કહેવાય છે તે દૂધ પણ ઉપયોગમાં ન લેવાય તો સારૂ છે ગાયને સવારે દોવાથી નીકળેલું દૂધ કંઇક વધારે ભારે હોય છે તથા વધારે ટાઢું હોય છે કારણકે રાત્રિમા ગાયને કશો પરિશ્રમ પડતો નથી તેથી દૂધમા ભારેપણું હોય છે અને સાયંકાલે દોવામા આવેલું ગાયનું દૂધ હલકું કંઇક ઉષ્ણ વાતને-પિત્તને શ્રમને દબાવનાર અને નેત્રોને ઘણુ હિતકારી હોય છે કારણકે ગાય આખો દિવસ ફરી

દવામાં ફરે છે સૂર્યનો તાપ તેના ઉપર પડે છે અને આમતેમ જવા આવવા વગેરે પરિશ્રમ કરે છે

દિવસના પહેલા ભાગમાં ઉપયોગમાં લીધેલું દૂધ વાજીકરણ છે પુષ્ટિપ્રદ છે અને જઠરાગ્નિને દીપાવનાર છે મધ્યાહ્ન સમયમાં ઉપયોગમાં લીધેલું દૂધ બળ આપે છે કફનો-પિત્તનો દોષ મટાડે છે દીપન છે વૃદ્ધ માણસને પણ શક્તિ આપે છે બાળકને પુષ્ટિ આપે છે ક્ષયરોગીના ક્ષયરોગને હરે છે કેટલાએક આચાર્યો તે આમ કહે છે કે રાત્રિએ જે દૂધનો ઉપયોગ કરવો તે એકલા દૂધનો જ કરવો પણ તે દૂધની સાથે અન્ન વગર કરી બીજી વસ્તુ ખાવી નહિ સૂર્યોદયથી આ બી રાત્રિએ શયન સુધીમાં જે જે અતિ તીક્ષ્ણ પદાર્થો રૂક્ષ પદાર્થો વિશેષ ક્ષારવાળા પદાર્થો વિદાહી પદાર્થો અજીર્ણ કરનારા પદાર્થો અને ભારે પદાર્થો ખાવામાં આવ્યા હોય તોપણ રાત્રિએ શયન વખતે જો દૂધ પીવામાં આવે તો તે સર્વ પદાર્થો કશી પણ વિકૃતિ કર્યા વગર પચી જાય છે દૂધનો ઉપયોગ કરતી વખતે દૂધની સાથે અથવા દૂધ ખાધા પછી તુરત જ કે પહેલાં ખાટા પદાર્થો તથા ખારા પદાર્થો ખાવા નહિ અને જો ખાવામાં આવે તો તેમાંથી રોગોની ઉત્પત્તિ થવાનો સંભવ થાય છે દૂધ દોહનના સમય પછી ત્રણ મુહૂર્ત છ ઘટિકા એટલે સવા બે કલાક અને નવ મિનિટ સુધી બગડતું નથી અને ત્યારપછી દૂધને ગરમ કર્યા સિવાય ઉપયોગમાં લેવું નહિ કેટલાએક કહે છે કે ખરી રીતે તો ગરમ નહિ કરેલું દૂધ ચાર કલાક સુધી બગડતું નથી અને સારી રીતેથી ગરમ કરેલું દૂધ આઠ કલાક સુધી બગડતું નથી ઉત્તમ પક્ષ તો આવો જ છે કે આંચળના સ્તનમાંથી પરબાર મુખમાં જ જે દૂધ આવે તે ખરેખર ધારોષ્ણ દૂધ કહેવાય છે તે સર્વ કરતાં ઉત્તમ ફાયદો કરનાર છે ત્યારપછી પાત્રમાં દોહક્રિયાથી આવેલું ફીણવાળું અને તુરતમાંજ પીવામાં આવેલું દૂધ પણ ફાયદો કરનાર થાય છે અને ત્યાર પછી ક્ષણે ક્ષણે ઓછા ગુણવાળું થતું જાય છે માટે ઠંડુ પડી ગયા પછી ઉપર કહેલા સમયની અંદરજ ગરમ કરવાથી તે પાછું સારા ગુણવાળું થાય છે તેમાં સહજ સ્વાભાવિક ઉષ્ણતા વિશેષ ફાયદો કરનાર છે અને અગ્નિના સંયોગથી થતી ઉષ્ણતા પણ ફાયદો કરનાર છે કેટલાએક માણસોને જઠરાગ્નિની વિકૃતિથી દૂધ પચી શકતું ન હોય તેણે દૂધમાં અર્ધ ભાગનું સ્વચ્છ અને મીઠું પાણી નાખી તેમાં અમુક માત્રાથી સુંઠ તથા પિપર નાખી ઉકાળવાથી પાણી બળી જાય ત્યારે ઉતારી લઇ પીવાથી પચી જાય છે કેટલાએક વિદ્વાનોનો આવો મત છે કે સવારે ગાયનું દૂધ અને રાત્રિયે ભેંસનું દૂધ ઉપયોગમાં લેવાથી શરીરને ઘણો ફાયદો કરે છે ગરમ દૂધને સ્વલ્પ માત્રાથી સાકરનો યોગ આપવાથી સારૂં પરિણામ આવે છે નવા તાવમાં દૂધના ઉપયોગથી પ્રાચીન મત પ્રમાણે નઠારૂં પરિણામ આવે છે અને હાલના ડાક્ટરોના મત પ્રમાણે જોતાં તેઓ સર્વ જાતના તાવમાં દૂધની મનાઇ કરતા નથી રા ગુર્વિત–આખી રાતવાસી રહેલું દૂધ ઉપ

યોગમાં લેવાલાયક રહેતુ નથી કારણકે દિવસ કરતા રાત્રિના સમયમાં દૂધમાં ઘણો ફેરફાર થઇ જાયછે કદાચ સાયકાલે અત્યંત ગરમ કરીને રાખ્યુ હોય તોપણ પાછલી રાત્રિએ તેનો સાક્ષાત્ ઉપયોગ કરવાથી સારૂં પરિણામ આવતુ નથી મનુષ્ય સ્ત્રીનું દૂધ કે જે બાળકના મુખમાં પરબારૂંજ જાય તેના ઉદરમાં જાયછે તેથી બાળકને ફાયદો કરેછે પણ તે દૂધ જે પાત્રમા લેવામા આવે અને ત્યારપછી બાળકના ઉપયોગમાં આવે તો તે ફાયદો કરતુ નથી તેમ તેને પાત્રમાં લઇ ઊંનુ કરીને બાળકને પાવામા આવે તો ફાયદાને બદલે ઉલટો ગેરફાયદોજ કરેછે તે દૂધ તો ધારોષ્ણ હોય તોજ ગુણકારી થાયછે ગાય વગેરેનું દૂધ ગોળસાથે મૂળાસાથે કે મગસાથે ખાવાથી શરીરમાં પરજ, દાદર વગેરે રોગ થાય છે માટે તેઓ સાથે કદી પણ ખાવુ નહિ દૂધનું પાન કર્યા પછી તુરત તથા દૂધપાક વગેરે દૂધના બનાવી પદાર્થોને ખાધાપછી તુરત નાગરવેલનું પાન ખાવુ નહિ અમુક વખત ગયા પછી જરૂર પડે તો પાન ખાવુ દૂધ ઉપર એલચી ખાવાથી ફાયદો થાય છે

ગાયનું દૂધ જેમ ધારોષ્ણ હોય તો વધારે ગુણકારી થાયછે તેમ ભેંસનું દૂધ ગોવાયપછી તેની ઉષ્ણતા શાંત થાય ત્યારે પીવાથી વધારે ગુણકારી થાયછે એમ 'ધારોષ્ણં શસ્યતે ગવ્યં ધારાશીતં તુ માહિષમ્ એ વચનથી ભાવપ્રકાશ કહેછે ગાયનું દૂધ ઉનું કરી [illegible] થાય તેનુ ઉષ્ણુ રાખીને પીવાથી વધારે ફાયદો કરેછે કારણકે તે કફ તથા વાતની વિકૃતિને નષ્ટ કરેછે અને બકરીનું દૂધ ગરમ કર્યા પછી ઠારીને પીવાથી સારો ફાયદો કરેછે કારણકે તે પિત્તની વિકૃતિને નષ્ટ કરેછે

દૂધમાં અર્ધ ભાગનું પાણી નાખી અગ્નિના સંયોગથી પાણી બળી ગયા પછી જે દૂધ અવશેષ રહે તે દૂધ પીવાથી ધારોષ્ણ દૂધ જેવો ફાયદો કરે છે એકનું દૂધ અગ્નિના સંયોગથી જેમ જેમ ઘાટુ થએલુ હોયછે તેમ તેમ પાચનમાં ભારે થાય છે સ્નિગ્ધ થાયછે અને જે જઠરાગ્નિના બળથી પચી જાય તો ઘણી પુષ્ટિ આપનાર થાય છે ખાંડથી મિશ્રિત કરેલુ દૂધ કફને વધારે છે અને વાયુને હરેછે ઉંચા નંબરની સાકરથી મિશ્રિત કરેલુ દૂધ વીર્યને વધારે છે અને ત્રણે દોષોનું શમન કરેછે કેટલાએક વિદ્વાનો કહેછે કે ગોળવાળુ દૂધ મૂત્રકૃચ્છ્રને મટાડે છે પણ પિત્ત તથા કફને વધારે છે

મનુષ્યોના ઉપયોગમાં ઘણું કરી ગાયનું, ભેંસનું બકરીનું અને ગાડરનું દૂધ આવે છે તેમાં પણ ગાયનું તથા ભેંસનું દૂધ વિશેષ ઉપયોગમાં આવે છે તે કરતાં ઓછે ભાગે બકરીનું દૂધ અને તે કરતા પણ ઓછે ભાગે ગાડરનું દૂધ ઉપયોગમાં આવે છે હાથણીનું ઘોડીનું, ગધેડીનું ઉંટડીનું અને તેવી બીજી જાતિનું દૂધ મનુષ્યના પીવા વિગેરે ઉપયોગમાં આવતુ નથી માટે તે દૂધોના ગુણદોષોનું વ્યાખ્યાન [illegible] તેઓમાં ગાયના દૂધ વિષે તથા કેટલાક બાળકોના ઉપયોગમાં આવતા સ્ત્રીના દૂધ વિષે પણ સંક્ષેપથી ગુણ વ્યાખ્યાન થયું હવે મહિષી—ભેંસના દૂધના

ઋષિઓ વિષે જોતાં ભેસનું દૂધ ગાયના દૂધ કરતાં સ્નિગ્ધ છે ગુરૂ છે મીઠું છે શીત વીર્ય છે નિદ્રા લાવનાર છે વાજીકરણ છે ગ્લાનિને હરનાર છે બલ દેનાર છે, પુષ્ટિ આપનાર છે શરીરના વર્ણને સુધારનાર છે વીર્યશક્તિને વધારનાર છે રસમાં તથા પાકમાં મધુર છે કસરત કરીને શ્રમિત થયેલા માણસને શ્રમ દૂર કરી તેના શરીરના પ્રત્યેક તત્વોને મજબૂત કરનાર છે વૃદ્ધ માણસને પણ શરીરમાં તાકાત આપી તૈયાર બનાવી દે છે અને મંદાગ્નિવાળા માણસે બહુ વિચાર કરી ઉપયોગમા લેવાનું છે પ્રબલ જઠરાગ્નિવાળા માણસે મોકળે મને પીવાનુ છે ભેસના દૂધના સબંધમાં બીજી સર્વ પ્રકારની વ્યવસ્થા ઉપર લખાઇ ગયેલી છે, તે પ્રમાણે સમજવી

બકરીનુ દૂધ—જરા તુરા સ્વાદને લગતુ હોયછે મધુર સ્વાદુ પણ હોયછે શીત વીર્ય છે ગ્રાહી-દસ્તને રોકનાર છે પચવામાં હલકુ છે પિત્તના વિકારને તથા ક્ષયને હરનાર છે

કાસ-ખાસીના રોગમાં જ્વરમા રૂચિ વાળા અતિસારમાં હિતકારી છે ત્રણે દોષોની વિકૃતિ દૂર કરનાર છે જઠરાગ્નિના બલને વધારનાર છે શ્વાસ-દમના દરદીને સારૂ છે દાહ-પેટમાં બળતરવાળાને દાહ મટાડનાર છે અને રક્તપિત્ત દોષને નષ્ટ કરનાર છે બકરી અલ્પ શરીરવાળી હોયછે ઘણ કરીને કડવા રસવાળા તથા તીખા રસવાળા પદાર્થો વગેરેનું ભક્ષણ કરનાર છે વિશેષ પાણી પીતી નથી અને જંગલ વગેરેમાં ફરવા વગેરે પરિશ્રમ કરનાર હોયછે તેથી તેનુ દૂધ સર્વ રોગોને મટાડનાર છે એમ પ્રાચીન વિદ્વાનો કહેછે એમ હેવામા આવ્યુ છે કે ક્ષયરોગીએ બકરીનું દૂધ તથા ઘી સેવન કરવાનું છે અને બકરીઓના ટોળામાં રહેવાનુ છે તેથી તેને રોગ મટે છે

ગાડરનું દૂધ—જરા ખારા રસની અસરવાળુ હોયછે મધુર હોવાથી સ્વાદવાળુ હોયછે કડક, ચીકાશવાળુ હોયછે ગરમ છે પથરીના રોગને ટાળનારૂ છે ઉપયોગ કરતી વખતે અણગમો ઉપજાવનાર છે તૃપ્તિ કરનાર છે માથાના વાળને વધારનારૂ છે વીર્યની વૃદ્ધિ કરનાર છે પિત્તને તથા કફને વધારનાર છે પચવામાં ભારે પડે તેવુ છે વાયુથી થયેલી ખાસીને મટાડનાર છે

આ દૂધ ગરમીના દરદવાળાને સારૂ નથી કેવળ વાયુના દરદીને સારૂ છે રક્તપિત્તના રોગીને સારૂ નથી દૂધને છાસની માફક મથનદડથી મથવા માંડે તો તેમાંથી માખણ નીકળે છે અને જેમાંથી એ પ્રમાણે માખણ નીકળ્યુ હોય તે દૂધ ઘણુ હલકુ થઇ જાયછે તાવના રોગીને તે દૂધ દેવાથી ભારે પડતું નથી દૂધને વલોવતાં થતા ફીણ તે ગાયના દૂધનાં હોય અથવા તો બકરીનાં દૂધનાં હોય તો તેને પી જવાથી અન્નઉપર રૂચિ ન હોય તો થાયછે ત્રણે દોષોને ટાળેછે અને બળને વધારે છે તેમજ ગાયને દેહ કરતાં જે દૂધઉપર ફીણ થાયછે તે પણ ગરમ હોયછે તે ફીણ પણ ઉપયોગમા લેવાય

ફાયદો કરેછે હમેશા દૂધનો ઉપલો ભાગ વધારે સારવાળો હોયછે અને નીચેનો ભાગ કઇક ઓછો સારવાળો હોયછે દૂધ ઠંડુ હોય ત્યારે તેનો ઉપરનો ભાગ સતાનિકા (દૂધની તર) જેવો ફાયદો કરેછે દૂધને ગરમ કરતા તે ઉપર જે ગોળા પછેડા જેવો ભાગ જામે છે તે સતાનિક (દૂધનીતર) કહેવાય છે તે જરા ભારે છે જેનો જઠરાગ્નિ સારો હોય તેને ઘણો સારો ફાયદો કરે છે સ્વાદિષ્ટ છે રોચક છે, દાહને મગાડે છે ટાઢી છે પિત્તને તથા રકતવિકારને મટાડે છે જરાયુ કફ કર્તા છે, વીર્ય વધારે છે અને પુષ્ટિપ્રદ છે તેને એકઠી કરી તેમાં સાકરનો યોગ કરવાથી મલાઇ થાયછે, તે પણ ઘણી ઉમદા ચીજ કહેવાય છે, તેના ઉપયોગથી દીપ્ત અગ્નિવાળાને ઘણી શકિત આવે છે તથા વીર્યની વૃદ્ધિ થાય છે

ગાયને પ્રસવ થયા પછી તુરતજ તેના સ્તનમાંથી જે દૂધ દોવામા આવે છે તેને સસ્કૃતમાં પેયૂષ કહે છે અને ગુજરાતીમાં ખીરૂ કહે છે એ ઘણુ ચીકણુ છે ઘણુ ભારે છે, પચે તો પુષ્ટિકારક છે તે જેનો અતિ પ્રદીપ્ત જઠરાગ્નિ હોય તેણે મહુજ થોડી માત્રાથી ઉપયોગમાં લેવાનુ છે કેટલાએક અતિ પ્રદીપ્ત અગ્નિવાળા કસરતી યુવકો એક મૈલ સુધી દોડાદોડ કરી તુરતજ એ ખીરાને પી જાયછે તેથી શરીરમા ઘણી તાકાત આવેછે એમ કેટલાએકનુ માનવુ છે એ ખીરાને અગ્નિઉપર પાત્રમાં રાખી જમાવવાથી જે પાક થાયછે તે બરી કહેવાયછે, તેને બનાવતી વખતે તેમાં સાકર, કેસર તથા એલચી વગેરે સુગધી પદાર્થો નાખેછે તથી તે ઘણી લીજતદાર તથા સ્વાદિષ્ટ લાગેછે, તે પણ પ્રદિપ્ત જઠરાગ્નિવાળાને માટે સારો ફાયદો આપનાર થાયછે વીર્યને વધારનાર છે, પુષ્ટિ દેનાર છે જરા કફ કર્તા છે અને નિદ્રા ન આવતી હોય તો નિદ્રાને લાવનાર છે

દૂધમાંથી માવો બાસુદી, રેડ, પેડા બરફી ગુલાબજાબુ ચકરી સાટા, સુદિયાં અને તેવા બીજા અનેક પદાર્થો બનાવવામા આવેછે તેઓ પણ દીપ્ત જઠરાગ્નિવાળા માણસને ફાયદો કરેછે પુષ્ટિપ્રદ છે વીર્યવર્દ્ધક છે ભારે છે, અને સ્વાદિષ્ટ છે તઓમા એલાયચી તથા કેસર વગેરે ઉત્તેજક પદાર્થોનો યોગ કરવાથી પાચનમા અનુકૂળ થાયછે એ પદાર્થો કફના રોગીને, દમના રોગીને તથા જ્વર અતિસાર વગેરેથી ઘેરાએલા માણસને માટે સારા નથી

એ પ્રમાણે જેમ શાસ્રીય પદ્ધતિથી તથા આયુર્વેદની પદ્ધતિથી દૂધ છે તે પૃથ્વીપરનુ અમૃત છે એમ સિદ્ધ થાય છે તે પ્રમાણે વેદ કે જે શ્રુતિ કહેવાય છે તેના વચનોથી પણ વિચાર કરતાં પૃથ્વીનું અમૃત દૂધ છે એમ, સિદ્ધ થાયછે યજુર્વેદની માધ્યંદિની શાખાના, ચતુર્થાધ્યાયના સત્તરમાં મંત્રના તથા મહીધરાચાર્યે કરેલા વેદદીપ ભાષ્યમા ઘમાજ, જામ વૈવસ્ય હિરણ્ય ચામય હાગ્નિરેતસમ્' એ શ્રુતિ લખેલી છે તેનો દૂધ તથા સોનું એ બ ને પદાર્થો અગ્નિનુ વીર્ય છે, એટલે એ બને અગ્નિતત્વમાથી ઉત્પન્ન થયેલાં છે તેથી જેવુ સુવર્ણ છે તેવુજ દૂધ છે

(અપૂર્ણ)

| શુદ્ધ | અશુદ્ધ |
|---|---|
| ત્રિકોણ | ત્રીકોણ |
| સમદ્વિબાજુ | સમદ્વીબાજુ |
| ત્રિજ્યા | ત્રીજીઆ |
| નૈર્ઋત્ય (નૈઋત્ય) | નૈરૂત્ય |
| હોશિયાર | હોશિયાર હુશીઆર |
| શાર્દૂલવિક્રીડિત | શાર્દુલવિક્રિડીત |
| બહુવ્રીહિ | બહુવ્રિહિ |
| પૃથક્કરણ | પ્રથકકરણ [યુક્ત) |
| શીખવવું (પ્રાકૃત) | શિખવવું (નવું, પણ અ |
| ગુણતત્ત્વ | ગુણતત્વ |
| આવૃત્તિ | આવૃતિ |
| પૃષ્ઠ | પૃષ્ટ |
| પરિશિષ્ટ | પરીશીષ્ટ |
| સૂચીપત્ર | સુચિપત્ર |

પરંતુ, સૂચિકા

કરાંચી (ગુજરાતી ઉચ્ચાર) કરાચી (અંગ્રેજીમાં)

| | |
|---|---|
| મ્યુનિસિપાલિટિ | મ્યુનીસીપાલીટી |

## ૨. સામાન્ય વ્યવહાર.

અ સાધારણ—ગુજરાતી

| | |
|---|---|
| કિસ્સો | કીસ્સો |
| જિંદગી | જીંદગી |
| માહિતી | માહીતી |
| હકીકત | હકિકત, હકિગત |

| | |
|---|---|
| વિષે | વીષે |
| સિવાય | સિવાય, શીવાય |

| | |
|---|---|
| સુદિ | શુદિ |
| સુદ | શુદ |

| શુદ્ધ | અશુદ્ધ |
|---|---|
| નુકસાન | નુકશાન |

| | |
|---|---|
| જૂની | જુની |
| જૂદી જૂદી | જુદી જુદી |
| ખશ | ખુશ |
| માલૂમ | માલુમ, માલમ |
| મરહૂમ | મરહુમ |

(બ) ઉચ્ચાર અનુસાર બેવડાતા વ્યંજનવાળા

| | |
|---|---|
| ગમ્મત | ગમત |
| મલ્લ | મલ |
| મુરબ્બી | મુરબી |
| અલબત્ત | અલબત |
| મીણબત્તી | મીણબતી |
| ચિઠ્ઠી | ચીઠી |
| છપ્પન | છિપન |

(ક) બન્ને રૂપો સાચાં

| સંસ્કૃત | પ્રાકૃત |
|---|---|
| બારાક્ષરી | બારાખડી |
| વાચન | વાંચન |
| વાર્તા (કે વાર્ત્તા) | વારતા |
| નર્મદા | નરબદા |
| ગૌરી | ગવરી |
| ઔષધ | ઓસડ |
| વર્ષ | વરસ |
| યતિ | જતિ |
| યૂથ | જૂથ |
| દ્વિવેદી | દવે |
| ત્રિવેદી | તરવાડી |
| શ્રીખંડ | શિખંડ |

| શુદ્ધ | અશુદ્ધ |
|---|---|
| ક્ષીર | ખીર |
| ભર્તૃહરિ | ભરથરી |
| સમદ્ધ | સધરો |

---

વિકલ્પ બન્ને રૂપ ખરા

| | |
|---|---|
| કાઠિયાવાડ | કાઠીઆવા |
| નડિયાદ | નડીઆદ |
| ઘડિયાળ | ઘડીઆળ |
| રળિયામણું | રળીઆમણું |
| રૂપિયા | રૂપીઆ |
| નારાયણજી (કે દાસ) | નારણજી |
| નહિ | નહીં |

---

| | |
|---|---|
| મણિશંકર (પુરૂષનું નામ) | મણીકુવર (સ્ત્રી) |
| શાન્તિ (છોકરો) | શાન્તી (છોકરી) |

૭ ૭ ૭

### ૩ સંસ્કૃત શબ્દો.

| | |
|---|---|
| શારીરિક | શારિરિક શરીરિક |
| માનસિક | માનસીક મનસીક |
| ધાર્મિક | ધારમીક |
| આર્થિક | આરથીક |
| કલ્પિત | કલ્પીત |
| આગાહિત | આગાહીત |
| નિયમિત | નીયમીત નિયમીત |
| સુવિદિત | સુવિદીત |
| પરિચિત | પરીચિત પરીચીત |
| પરિચય | પરીચય |

---

| શુદ્ધ | અશુદ્ધ |
|---|---|
| જિજ્ઞાસા | જીજ્ઞાસા |
| બિભત્સ | બીભત્સ |

---

| | |
|---|---|
| પ્રતિનિધિ | પ્રતીનીધી |
| અધિપતિ | અધીપતી |
| અતિથિ | અતિથી |
| અદ્યાપિ | અદ્યાપી |

---

| | |
|---|---|
| સંતતિ | સંતતી |
| ઉત્પત્તિ | ઉત્પતી |
| વ્યક્તિ | વ્યકતી |
| સ્થિતિ | સ્થીતી |
| નીતિ | નિતી |

---

| | |
|---|---|
| વ્યાધિ | વ્યાધી |
| ગ્લાનિ | ગ્લાની |
| હાનિ | હાની |
| સહિત | સહીત |

---

| | |
|---|---|
| ઇશ્વર | ઇશ્વર |
| કવીશ્વર | કવિશ્વર |
| રવીન્દ્રનાથ | રવિન્દ્રનાથ |
| ઉપવીત | ઉપવિત |
| પ્રાચીન | પ્રાચિન |
| અર્વાચીન | અર્વાચિન |
| આધીન (અધીન) | આધિન |
| સ્નેહાધીન | સ્નેહાધિન |
| ન્યાયાધીશ | ન્યાયાધિશ |
| રમણીય | રમણિય |

| શુદ્ધ | અશુદ્ધ |
|---|---|
| શરદુ રમણિક | |
| — | |
| નીરસ | નિરસ |
| નીરવ | નિરવ |
| — | |
| ઉત્પતી | નિ |
| સ્ત્રી | સ્ત્રિ |
| લક્ષ્મી | લક્ષ્મિ |
| — | |
| ઉત્પન્ન | ઊતપન ઉત્પન, ઉત્પન |
| રચિ | રૂચી |
| પુરુષ | પુરૂષ |
| — | |
| સ્થળ | સ્થુળ |
| સૂક્ષ્મ | સુક્ષ્મ |
| સમૂહ | સમુહ |
| સૂચના | સુચના |
| ન્યૂનતા | ન્યુનતા |
| અનુકૂળ | અનુકુળ |
| પ્રતિકૂળ | પ્રતિકુળ |
| મૂ । | મુ ય |
| અમૂલ્ય | અમુલ્ય |
| મુહૂર્ત | મુહુર્ત મુહુરત મ ન |
| મૂખ | મુખ મુરખ |
| — | |
| તત્ત્વ | તત્વ |
| સત્ત્વ | સત્વ |
| સત્તા | સતા |
| મહત્ત્વ | મહત્વ |

| શુદ્ધ | અશુદ્ધ |
|---|---|
| વૃત્તાન્ત | વૃતાત વતા ત |
| ઉજ્જ્વળ | ઉજળ |
| — | |
| શ્વાસોચ્છ્વાસ | શ્વાસોશ્વાસ |
| હૃષ્ટપુષ્ટ | રૂષ્ટપુષ્ટ |
| ત્ય | |
| વિદ્વાન | વીદ્વાન વિદ્યાન |
| રાજમાન | રાજમાન્ |
| શ્રીયુત | શ્રીયુત્ |

## ૪ અંગ્રેજી શબ્દો

| શુદ્ધ | અશુદ્ધ |
|---|---|
| પેન્સિલ | પેનસીલ |
| પોસ્ટકાર્ડ | પોષ્ટકાર્ડ (કે કાટ) |
| ટિકીટ | ટિકટ |
| ઑફિસ | ઓફીસ હાફીસ |
| ડિસ્ટ્રિક્ટ | ડીસ્ટ્રીક્ટ |
| સુપ્રિન્ટેન્ડેન્ટ | સુપ્રી ટેન્ડેન્ટ |
| પ્રિન્સિપાલ | પ્રી સીપાલ [પાલ |
| મ્યુનિસિપાલ | મ્યુનીસીપાલ મ્યુનિસિ |
| સ્કૂલ | સ્કુલ |
| કમિટી | કમીટી, કમેટી |
| મિનિટ | મીનીટ મિનિટ |
| બારિસ્ટર | બારીસ્ટર |
| સર્ટિફિકેટ | સર્ટીફીકેટ |
| જાન્યુઆરી | જાનેવારી |
| ફેબ્રુઆરી | ફેબરવારી |
| જુલાઈ | જુલૈ |
| ઑક્ટોબર | ઓક્ટો બર |

# રિપ વાન વિંકલ

## (એક અદ્ભુત અમેરીકન વાર્તા)

અનુવાદક —મગનલાલ ભગવાનજી જોશી,
આસિસ્ટંટ માસ્તર હાઇસ્કૂલ જોડિયા



(અનુસંધાન પૃષ્ઠ ૩૭૨ થી)

રિપે વિચાર કર્યો "ખરેખર હું અહીં આખી રાત ઉંઘ્યો નથી" તે નિદ્રાધીન થયો હતો તે પહેલાંના બનાવોને તેણે યાદ કર્યા દારૂના પીપવાળો પેલો અજ્ઞાત પુરૂષ પર્વતની ખીણ જંગલી ટેકરાઓમાં તેમનું અતિગમન—પેલું નવદડા રમતું શોકનિમગ્ન મંડળ—પેલી સિરોઇ— અહા ! પેલી સિરોઇ ! પેલી દુષ્ટ સિરોઇ ! રિપને વિચાર થયો— મારી સ્ત્રીને હું શું બહાનું બતાવીશ !

બંદુકને માટે તેણે ફરીને જોયું તો સાફ, લીસા ટકી, બંદુકને બદલે માટી થર જામેલી નળીવાળી, નીકળી પડેલા ચાપવાળી અને ઉધઇથી ખવાએલા કુંદાવાળી જુની બંદુક પાસે પડેલી જોઇ હવે તેને સંદેહ થયો કે પર્વત ઉપરના પેલા ગંભીર ધોંધલીઆઓએ મને ગો દીધો છે અને મને દારૂ પાઇને મારી બંદુક ઝુંટવી ગયા છે વુલ્ફ પણ દેખાયો નહિ પણ તેણે ધાર્યું કે ખીસકોલી કે તીતર પછવાડે રખડતો હશે તેને બોલાવવાને તેણે સીસોટી કરી અને નામ દઇને બુમ મારી પણ સઘળું વ્યર્થ પ્રતિધ્વનિએ પણ ફરીથી તેની સીસોટી અને બુમનો અવાજ કર્યો પણ કુતરો તો દેખાયોજ નહિ

આગલી સાંજની મંડળના અખાડાની ફરી મુલાકાત લેવાનો અને ત્યાં જો પેલી ટોળીમાંનો કોઇ જણ મળી આવે તો તેની પાસેથી બંદુક અને કુતરાની માગણી કરવાનો તેણે નિશ્ચય કર્યો ચાલવા માટે ઉભો થવા ગયો ત્યાં તેના સાંધા જકડાઇ ગએલા જણાયા અને પોતે પણ હમેશની ચપળતા વગરનો થયેલો જણાયો રિપે વિચાર કર્યો કે આ પર્વત ઉપર સુવું મને માફક આવતું નથી અને જો આ જંગલી વિહારથી મને સંધિવાનો ઝપાટો લાગુ પડી જાય તો મને મારી સ્ત્રી સાથે થોડા સુખના દહાડા ગુજારવાનું મળે થોડીવારે મુશ્કેલીથી તે ખીણમાં ઉતર્યો જે નાળામાં થઇને તે અને તેનો સોબતી આગલી સાંજે ચડ્યા હતા

તે નાળુ તેણે જોયુ પરતુ ત્યાં તો તીણુ વળતુ એક ખડક ઉપરથી બીજા ખડક ઉપર ધોધબંધ ઉતરી આવતુ અને ખડખ ડાટ કરતા અવાજથી પાણીને વ્યાપ્ત કરતુ પર્વતનું ઝરણુ વહેતુ હતુ તે જોઇને તેને પણ આશ્ચર્ય થયુ તોપણ એક સ્થળેથી બીજે સ્થળે ફરી ફરીને બાજુએ ચઢવાની યોજના કરીને બચ ગેસાફ્રેસ વિચહેઝલ વગેરે જંગલી વૃક્ષોની ઘટમાંથી અને કોઇવાર તો એક વૃક્ષથી બીજા વૃક્ષ સુધી ગુથાએલા ગુચળાં અને કુંપળીઆથી રસ્તામાં એક જાતની પથરાએલી જાળમાંના જંગલી દ્રાક્ષ વાઓમાં તેને ઠોકર લાગતી હતી અથવા તો ગુચવાઇ જતો હતો એવો વિકટ માર્ગ તેણે વટાવ્યો

એમ કરતા તે આખરે જે ટેકરીઓમાં થઇને જ્યાં તે પાણી પેલી સાંકડી ખીણના પ્રવેશદ્વારે આગળ પુરૂં થતી હતી ત્યાં આવી પહોંચ્યો પરતુ એ દ્વારનું આ વખતે કાંઇ નામ નિશાન રહ્યુ ન હતુ તે ખડકોની એક ઉંચી અભેદ્ય ભીંત થઇ રહેલી હતી અને તે ઉપરથી તે ઝરણુ નરમપણમાન વેગથી પીંછાની પેઠે ઉડતાં ફીણની ચાદરના આકારમાં નીચે ઉતરીને આજુબાજુના જંગલના અંધકારથી શ્યામ જણાતા વિશાળ ઉંડા પટમાં પડતુ હતુ હવે અહીં બિચારો રિપ અટકી પડ્યો શિખર ઉપર આવી રહેતા વૃક્ષની આસપાસ આનંદથી હવામાં ઉંચે ઉડતા નિરૂદ્યમી કાગડાના ટોળાનાં કા કા અવાજથીજ તેને જવાબ મળ્યો અને તે કાગડા જાણે પોતાની ઉંચી સ્થિતિથી નિર્ભય હોઇને આ દુખી મનુષ્યની મુંઝવણની અવગણના અને હાંસી કરતા હોય એમ જણાતુ હતુ શુ કરવુ? સવાર તો વીતી જતી હતી અને રિપની પાસે નાસ્તો નહિ હોવાથી ભૂખ પણ બહુ લાગી હતી કુતરો અને બંદુક ગુમ થવાથી તેને અસહ્ય દુખ થતુ હતુ પોતાની સ્ત્રીને મળવાના વિચારથી તેને ત્રાસ છુટતો હતો પણ પર્વતોમાં રહી ભૂખે મરવુ કેમ ચાલે? માથુ હલાવીને તેણે કટાએલી બંદુક ખભે મૂકી અને દુખ અને ચિંતાથી ભરપૂર હૃદયે ઘરતરફ પાછા પગલા કર્યાં

જ્યારે તે ગામની નજીક આવ્યો ત્યારે તેને સખ્યાબંધ માણસો મળ્યાં પણ તે માંના કોઇને તે ઓળખી શક્યો નહિ આથી તે વિસ્મિત થયો કેમકે આસપાસના પ્રદેશમા હરેકની સાથે તેને પીછાન હતી જે પહેરવેશથી તે આદિલગાર હતો તે કરતા આ લોકોનો પહેરવેશ કંઇક ઓર હમનો હતો તેઓ સર્વ સમાન આશ્ચર્યના દેખાવથી તેના સામુ જોઇ રહ્યા અને જ્યારે જ્યારે તેઓ તેના તરફ નજર કરતા ત્યારે આશ્ચર્યચકિત થઇને તેઓ એક સરખી રીતે પોતાની દાઢીને સ્પર્શ કરતા આ અંગચેષ્ટાની નિયમિત પુનરાવર્તનની રીત પણ તેમજ કરવાને પ્રેરાયો જેથી આશ્ચર્ય સાથે તેને માલુમ પડ્યુ કે પોતાની દાઢી એક ફુટ લાંબી વધી ગઇ હતી!

હવે તે ગામની હદમાં આવી પહોંચ્યો અજાણ્યા છોકરાનું ટોળુ તેની પાછળ દોડી આવ્યું અને તેની ધોળી દાઢી તરફ આં

